# भक्तिरसायनम् ।

( गुर्जरभाषायामनुवादितम् )

प्रकाशक.

श्री हरनाथ सोसाइटी–मुंबई.




**પૂજ્યપાદ મહાત્મા ઠાકુર શ્રી શ્રી હરનાથજી**
**સોનામુખી,**
**જીલ્લા બાંકુરા.**

આપના નિર્મળ સંસર્ગથી સદ્બોધ પામેલ ઋણી અંતઃકરણ આ ગ્રંથને
આપનાજ ચરણે ધરી એ ચરણરજનો સહવાસ નિરંતર
ઇચ્છી તેમાંથી જે પુણ્યપરાગ પ્રાપ્ત થાય તે
મારા પરલોકવાસી પતિ શેઠ **તુલસીદાસ**
**કેશવદાસ**ના આત્મકલ્યાણનો હેતુ
થાય એવું નિરંતર
ઇચ્છતી

આપશ્રીની પુત્રી,
**લક્ષ્મી.**

॥ श्री ॥

# भक्तिरसायनम्

श्रीपरमहंसपरिव्राजकाचार्य श्रीमधुसूदन
स्वामिविरचितम्.

તેનું

ગુર્જર ભાષામાં ભાષાન્તર કર્તા

પટવર્ધનોપાહ્વ મહામહોપાધ્યાય રામકૃષ્ણ (તાત્યા)
શાસ્ત્રીચરણાન્તેવાસી સૌરાષ્ટ્રાન્તર્ગત
ભાવનગર સમીપ વરતેજ ગ્રામનિવાસી
ભાનુશંકર નિર્ભયરામ ત્રિવાડી.

પ્રકાશક

"ધી હરનાથ સોસાઈટી," મુંબઇ.



વિક્રમ સંવત્ ૧૯૭૮. ઇ. ૧૯૨૨.



# આભાર દર્શન.

"**શ્રી भक्तिरसायनम**" નામનો ગ્રંથ સંસ્કૃત ભાષામાં આજથી ચારસો વર્ષ પૂર્વે લખાએલો છે. જેનું અદ્યાપિ કોઇ પણ ભાષામાં ભાષાન્તર થયું હોય એમ અમારા જાણવામાં નથી. ઉપરોક્ત ગ્રંથ ગુર્જરગિરામાં એક અપૂર્વ સાહિત્યની વૃદ્ધિ કરનાર હોઇ વૈષ્ણવોને આત્મકલ્યાણકારી નીવડે એવા આશયથી મુંબાઇ "**ધી હરનાથ સોસાયટી**" એ શાસ્ત્રી ભાનુશંકર નિર્ભયરામ ત્રવાડી પાસે ભાષાંતર કરાવી બહાર પાડેલ છે. ગ્રંથ છપાવવાનો તમામ ખર્ચ મુંબાઇ નિવાસી સ્વર્ગીય શેઠ તુલસીદાસ કેશવદાસનાં ધર્મપત્ની ગં. **સ્વ. લક્ષ્મીબાઇએ** આપેલ છે તે માટે "ધી હરનાથ સોસાયટી" તે બ્હેનનો આભાર માને છે. તેમજ શાસ્ત્રીજીએ ઘણા પ્રયાસે સરલ ભાષાંતર કરી આપ્યું છે તે માટે એમનો પણ આભાર માને છે. "ધી હરનાથ સોસાયટી"નો હેતુ જનસમાજમાં પ્રેમલક્ષણાભક્તિનો પ્રચાર કરી આ ઘોર કલીકાલમાં જનસમાજના મનની મલિનતા દૂર કરી દુસ્તર ભવસાગરનો પાર પામી પ્રત્યેક મનુષ્ય શ્રીકૃષ્ણ ભગવાનની પરાભક્તિમાં લીન થાય એટલોજ છે. પરમાત્મા અમારી એ આશાને અધિક ફલવતી કરે અને જનસમાજ તેનો યથાયોગ્ય લાભ લે એટલીજ ઇષ્ટ અભ્યર્થના છે.



श्री श्रीकृष्णः शरणम् ।

# उद्घाटन.

પંદરમા સોળમા સૈકાના ભારતવર્ષમાં ધાર્મિક વિકાસ પ્રતિ દૃષ્ટિ કરતા આપણને માલુમ પડે છે કે ભકિતમાર્ગના પ્રવાહે અખિલ ભારતવર્ષને આર્દ્ર કરી મુકયું હતું. સંસ્કૃત લેખકો તથા પ્રાકૃતભાષાકવિઓ પણ ભકિત માર્ગને અનુસરીને લેખો તથા કાવ્યો યોજવા મંડયા. આ ભકિતમાર્ગ શ્રીનારદાદિનો શિતલ ભકિતમાર્ગ નહી, પરંતુ પ્રેમાત્મક ભકિતમાર્ગ હતો. અને આ પ્રેમાત્મક ભકિતમાર્ગની છાયા નીચે શાંકરલેખકો પણ આવ્યા. શ્રી મધુસૂદન સરસ્વતી પ્રસ્તુત ગ્રન્થના પ્રણેતા પણ આ પ્રબલ છાયાની નીચે આવ્યા હોય એમ એમના રચેલા ગ્રન્થો ઉપરથી દીસે છે. શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્તમાં એમની નિષ્ઠા યદ્યપિ આરૂઢ છે તથાપિ એમની માનસિક સ્વાભાવિક પ્રવૃત્તિ તો શ્રી કૃષ્ણની પ્રેમભકિતમાં છે. શ્રી ગીતાના મંગલાચરણમાં પણ જ્ઞાનાદિ માર્ગ તરફ અરૂચિ દર્શાવતાં પોતે શ્રીકૃષ્ણ–ભકિતનો પ્રકટ સ્વીકાર કરે છે.

એક રીતે અદ્વૈતસિદ્ધિ આદિ ગ્રન્થ યોજીને નિર્ગુણ નિરંજન નિરાકાર બ્રહ્મને સિદ્ધ કરનારના મુખમાં ' **कृष्णात् परं तत्त्वमहं न जाने** ' એ ભકિતનું સામ્રાજ્ય સૂચવે છે. કૃષ્ણ–ગોપી જનવલ્લભ–નંદનન્દનનું રસાત્મકત્વ માનીને એ રસાત્મક પ્રભુની પ્રાપ્તિમાં કારણભૂત ભકિતનું વિવેચન આ પ્રસ્તુત ગ્રન્થમાં કરે છે. ઐતિહાસિક દૃષ્ટિથી ભકિતમાર્ગના વિકાસક્રમની અન્વેષણા કરનારને આ ગ્રન્થ ઉપયોગી છે એમાં તો સંશય નથી. ભકિત રસાયન ગ્રન્થની રચના શ્રી મદ્ભાગવતને અવલંબે છે એમ ગ્રન્થકારના રસાત્મકતાવિષયક તદુપન્યાસથી અને શ્રાૈતવાકયના અનુપન્યાસથી દિસે છે.

**મૂલચંદ્ર તુલસીદાસ તેલીવાળા.**
બી. એ., એલ એલ બી.
**વકીલ, હાયકોર્ટ, મુંબઇ.**

# अभिप्राय.



१

**श्री विघ्नौघघातिने नमः**

ब्रह्म कर्म चेति द्वयोश्शास्त्रार्थयोर्यथाधिकारमाराध्ययोस्सहचरीयतोस्स हचरायेते भक्तिः श्रद्धा च । यतोऽन्तरेणैते न संभवति ब्रह्मणि कर्मणि वा प्रवृत्तिरथ कथमपि जातापि सा तद्रहितत्वाद्दम्भादिसंभूतत्वाच्च न कल्पते फलाय । श्रुतशास्त्रस्य यथासंप्रदायं परीक्षिततत्प्रामाण्यस्य संकल्पवशात्कर्माणि प्रवृत्तस्य बिभ्यतः कर्मणो वैगुण्यात्पुंसः कार्पण्यादित्यागहेतुर्द्रुतस्य चेतसो-वृत्तिभेदः श्रद्धा ।

भक्तिस्तु तथाविधस्य पुरुषसत्तमस्य तृप्तस्य प्रेयसा समाकृष्टस्यावगता-नल्पत्वेन श्रेयसा विदितादःप्राप्त्युपायाद्वैतबोधमाहात्म्यस्य तर्किततत्सत्य-त्वस्याविशिष्टात्मसाक्षिकैकात्म्यसाक्षात्कृत्येककृत्यस्याभ्यासदार्ढ्यहेतुर्द्रुततरचेतसो वृत्तिभेदः परमात्मन्यनुरक्त्यपररूपः । "अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेव स देवानाम्" "स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते" इतिजातीयाः श्रुतिस्मृतयोऽपीममेवार्थं समर्थयन्ते ।

रसायनमिदं संस्कृतभाषायसमहामंजूषानिहिततया न नेत्रपथमवतरतीति नैतत्कृते लुभ्यति भक्तजनतेत्येतस्य गुहानिहितरत्नस्येव प्रयोजनशून्यतैवेति संप्रति गुर्जरभाषास्फटिकपेटिकायामेवास्य निधानं सांप्रतमिति मत्वा प्रत्यु-त्पन्नमतिना वैद्यवर श्रीभानुशंकरशास्त्रिणाकृतमपेक्षिततात्पर्यान्तरं गुर्जरभाषा-न्तरमिति मन्ये मन्यतामन्योऽपि मान्यो मतिमान् ।

श्री भानुशंकरशास्त्रिणो मतिनैपुण्यं चिन्तयित्वा तोतुष्यते चेत आशास्ते च नातिविस्तरेणापि लोकोपकारिणोनिबन्धस्य भाषान्तरेण सत्कृतं भविष्यामीतिशम् ।

रमापतिमिश्राः

जी. टी. संस्कृत कॉलेज प्रधानाध्यापक

बम्बइ.

૨

જ્ઞાનયોગ, કર્મયોગ, અને ભક્તિયોગના રહસ્યને પ્રકટ કરનાર આ ગ્રન્થ જેવો બીજો કોઇ પણ ગ્રન્થ ગુજરાતી ભાષામાં નથી. આ ગ્રંથ વાંચવાથી ભાગવતના અગ્યારમા અધ્યાયનું ગંભીર રહસ્ય સર્વથા સ્ફુટ થઇ જાય છે સુખલાલસાથી પ્રેરાઇ સાંસારિક વ્યવહારમાં અવિશ્રાંત પરિશ્રમથી મથતાં છતાં અસંતુષ્ટ રહેતાં અંતઃકરણોને અપૂર્વ સુખ અને સંતોષ આપવામાં આ ગ્રન્થ અપ્રતિમ સાધનરૂપ છે. એમ કહ્યા વિના રહી શકાતું નથી. ભક્તિ કેવી રીતે અન્તઃકરણમાં ઉદ્દભવી શકે ? તેના શા શા ઉપાયો છે ! અને તે ઉભય લોકમાં સુખસાધન કેવી રીતે થઇ શકે ! તે આબેહુબ આ ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે. કેવળ જ્ઞાનમાર્ગમાં અથડાતાં નીરસ અને અશ્રદ્ધાળુ બનેલાં અંતઃકરણોને રસમય બનાવનાર આ ગ્રન્થ છે.

પં. મયાશંકર અંબારામ શર્મા
આચાર્ય ગુરૂકુળ મહાવિધાલય–મુંબઇ.



# श्रीभक्तिरसायनान्तर्गतानां प्रकरणानाम्

## अनुक्रमणिका.



**વિષય.** **પૃષ્ઠ.**

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

**વિષય.** **પૃષ્ટ.**

વિષય. પૃષ્ઠ.

इत्यनुक्रमणिका.



# ॥ श्री भक्तिरसायनकारिकाः ॥

## सप्तत्रिंशत् ३७ संख्यांकाः ।

## साधनभूमिभक्तिसामान्य-निरूपणम् !

पवनसनिविष्टमूर्तिरेकादशरूपतामिवावहन्निष्ठाम् ।
यं समुपास्ते गिरिशस्तं वन्दे नन्दमन्दिरे कञ्चित् ॥ १ ॥

नवरसमिलितं वा केवलं वा पुमर्थं
परममिह मुकुन्दे भक्तियोगं वदन्ति ।
निरुपमसुखसम्विद्रूपमस्पृष्टदुःखं
तमहमखिलतुष्ट्यै शास्त्रदृष्ट्या व्यनज्मि ॥ २ ॥

संसाररागेण बलीयसा चिरं
निपीडितैस्तत्प्रशमेति शिक्षितम् ।
इदं भवद्भिर्बहुधा व्ययातिगं
निपीयतां भक्तिरसायनं बुधाः ॥ ३ ॥

द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकतां गता ।
सर्वेशे मनसोवृत्तिर्भक्तिरित्यभिधीयते ॥ ४ ॥

चित्तद्रव्यं हि जतुवत् स्वभावात् कठिनात्मकः ।
तापकैर्विषयैर्योगे द्रवत्वं प्रतिपद्यते ॥ ५ ॥

काम-क्रोध-भय-स्नेह-हर्ष-शोक-दयादयः ।
तापकाश्चित्तजतुनस्तच्छान्तौ कठिनन्तु तत् ॥ ६ ॥

द्रुते चित्ते विनिक्षिप्तः स्वाकारो यस्तु वस्तुना ।
संस्कारवासनाभाव नाशनाशब्दभागसौ ॥ ७ ॥

शिथिलीभावभावन्तु मनो गच्छत्यतापकैः ।
न तत्र वस्तु विशति वासनात्वेन किञ्चन ॥ ८ ॥

द्रवतायां प्रविष्टं सद्द्रुयत् काठिन्यदशां गतम् ।
चेतः पुनर्द्रुतौ सत्या-मपि तन्नैवमुञ्चाति ॥ ९ ॥

स्थायिभावगिरातोऽसौ वस्त्वाकारोऽभिधीयते ।
व्यक्तश्च रसतामेति परानन्दतया पुनः ॥ १० ॥

भगवान् परमानन्द-स्वरूपः स्वयमेव हि ।
मनोगत स्तदाकार रसतामेति पुष्कलम् ॥ ११ ॥

कान्तादिविषयेऽप्यस्ति कारणं सुखचिद्धनम् ।
कार्य्याकारतया भेदेऽप्यावृतं माययास्वतः ॥ १२ ॥

सदज्ञानञ्चतद्ब्रह्म मेयं कान्तादिमानतः ।
मायावृत्तितिरोधाने वृत्या सत्त्वस्थया क्षणम् ॥ १३ ॥

[illegible]तस्तदेव भावत्वं मनसि प्रतिपद्यते ।
किञ्चिन्न्यूनाञ्च रसतां याति जाड्यादिमिश्रणात् ॥ १४ ॥

इति वेदान्तसिद्धान्तस्थापिना रसतोदिता ।
साङ्ख्यसिद्धान्तमाश्रित्याप्यधुना प्रतिपद्यते ॥ १५ ॥

तमोरजः सत्त्वगुणा मोहदुःखसुखात्मकाः ।
तन्मयी प्रकृतिर्हेतुः सर्व्वं कार्यञ्च तन्मयम् ॥ १६ ॥

त्रिगुणात्मकमेकैकं वस्तु त्र्याकारमीक्षते ।
निजमानससङ्कल्पभेदेन पुरुषैस्त्रिभिः ॥ १७ ॥

कामिन्याः सुखता भर्त्रा सपत्न्या दुःखरूपता ।
तदलाभात्तथान्येन मोहत्वमनुभूयते ॥ १८ ॥

एवं सति सुखाकारः प्रविष्टो मानसे यदा ।
तदा स स्थायिभावत्वं प्रतिपद्य रसो भवेत् ॥ १९ ॥

परमाण्वंकरूपन्तु चित्तं न विषयाकृति ।
इत्यादिमतमन्येषामप्रामाण्यादुपेक्षितम् ॥ २० ॥

गृह्णाति विषयाकारं मनोविषययोगतः ।
इति वेदान्तिभिः साङ्ख्यैरपि सम्यङ्निरूपितम् ॥ २१ ॥

मुषासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा ।
घटादिव्याप्नुवच्चित्तं तन्निभं जायते ध्रुवम् ॥ २२ ॥

व्यञ्जको वा यथाऽऽलोको व्यङ्ग्यस्याकारतामियात् ।
सर्व्वार्थव्यञ्जकत्वाद्धी रर्थाकारा प्रदृश्यते ॥ २३ ॥

भगवत्पूज्यपादानामियमुक्तिः सयुक्तिका ।
तथा वार्तिककारैरप्ययमर्थो निरूपितः ॥ २४ ॥

मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेयमेति चेत् ।
मेयाभिसङ्गतं तच्च मेयाभत्वं प्रपद्यते ॥ वार्त्तिकम् ॥ २५ ॥

अतो मांसमयी योषित् काचिदन्या मनोमयी ।
मांसमय्या अभेदेऽपि मिद्यतेऽत्र मनोमयी ॥ २६ ॥

भार्या स्नुषा ननान्दा च याता मातेत्यनेकधा ।
जामाता श्वशुरः पुत्रः पितेत्यादि पुमानपि ॥ २७ ॥

बाह्यपिण्डस्य नाशेऽपि तिष्ठत्येव मनोमयः ।
अतः स्थायीति विद्वद्भि-रयमेव निरूपितः ॥ २८ ॥

एवं स्वभावतो भावस्वरूपमुपवर्णितः ।
विशेषेण तु सर्वेषां लक्षणं वक्ष्यते पृथक् ॥ २९ ॥

भगवन्तं विभुं नित्यं पूर्णं बोधसुखात्मकम् ।
यद्गृह्णाति द्रुतं चित्तं किमन्यदवशिष्यते ॥ ३० ॥

कठिना शिथिला वाधीर्न गृह्णाति न वास्यते ।
उपेक्ष्या[illegible]नमित्याहु स्तद्बुधाः प्रसरादिषु ॥ ३१ ॥

काठिन्यं विषये कुर्य्याद्द्रवत्वं भगवत्पदे ।
उपायैः शास्त्रनिर्दिष्टै[illegible]क्षणमतोबुधाः ॥ ३२ ॥

उपायाः प्रथमस्कन्धे नारदेनोपवर्णिताः ।
संक्षेपात्तानहंवक्ष्ये भूमिभेदविभागतः ॥ ३३ ॥

प्रथमं महतां सेवा त[illegible]यापात्रता ततः ।
श्रद्धाथ तेषां धर्मेषु ततो [illegible] ॥ ३४ ॥

ततोरत्य[illegible]रोत्पत्तिः स्वरूपाधिगतिस्ततः ।
प्रेमवृद्धिः परानन्दे तस्याथस्फुरणं ततः ॥ ३५ ॥

भगवद्धर्मनिष्णातः स्वस्मिंस्तद्गुणशालिता ।
प्रेम्णोऽथ पराकाष्ठेत्युदिता भक्तिभूमिका ॥ ३६ ॥

लक्षणं भगवद्भक्तेः साधनं सोपपत्तिकम् ।
सभूमिकं स्वरूपञ्च यथाबुद्धीह वर्णितम् ॥ ३७ ॥

इति श्रीपरमहंसपरिव्राजकाचार्य श्रीमधुसूदनसरस्वतीविरचितासु
भक्तिरसायनकारिकासु प्रथम उल्लासः समाप्तः ॥



# गुर्जरटीकायुतम्

# भक्तिरसायनम् ।

## प्रथम उल्लासः ।

### साधनभूमिभक्तिसामान्य-निरूपणम् ।

पदनखनिविष्टमूर्तिरेकादशरूपतामिवावहन्निष्ठाम् ।
यं समुपास्ते गिरिशस्तं वन्दे नन्द-मन्दिरे कञ्चित् ॥

### મંગલાચરણ.

ચરણના નખો-ની કાન્તિ-માં પ્રતિબિમ્બિત છે મૂર્તિ-શરીર જેનું એવા અને તેથીજ પોતાના એકાદશ સ્વરૂપ રૂપી નિષ્ઠાને ધારણ કરતા હોયની! તેવા મહાદેવ જે દેવની ઉપાસના કરે છે. તે અલૌકિક અનિર્વચનીય સ્વરૂપ અને નન્દમહારાજના મન્દિરમાં બિરાજતા શ્રીકૃષ્ણને હું વન્દું છું—

ગ્રન્થના પ્રારંભમાં સંભાવિત વિઘ્નના નિવારણની બુદ્ધિથી પરમાત્માના અનુધ્યાનરૂપ મંગલનો અંગીકાર કરતાં પહેલાં અધિકારીની પ્રવૃત્તિના અંગભૂત અભિધેય, પ્રયોજન અને સંબંધનું શિષ્ટોના આગ્રણી ગ્રન્થકાર પ્રતિપાદન કરે છે.

नवरसमिलितं वा केवलं वा पुमर्थं ।
परमिह मुकुन्दे भक्तियोगं वदन्ति ॥
निरुपमसुखसम्विद्रूपमस्पृष्टदुःखं ।
तमहमखिलतुष्ट्यै शास्त्रदृष्ट्या व्यनज्मि ॥१॥

વીર, શૃંગાર, કરૂણા, ભક્તિ વગેરે નવે રસોથી યુક્ત અથવા મુકુન્દ—શ્રીકૃષ્ણના સેવનરૂપ ઉત્તમભક્તિયોગને કૈવલ્ય સ્વરૂપ આપનારો પુરૂષાર્થ પંડિત લોકો કહે છે, તે પુરૂષાર્થ કે જેની ઉપમાજ ન આપી શકાય એવા સુખોનો ભંડાર હોય અને દુઃખનો સ્પર્શ જરા પણ ન થયો હોય તે ભક્તિયોગરૂપ કૈવલ્યપુરૂષાર્થને સર્વપ્રાણીઓના સંતોષ રૂપ સુખને માટે શાસ્ત્ર—પદ્ધતિથી સ્પષ્ટ કરૂં છું ॥ ૧ ॥

**टीका**—કર્મયોગ, અષ્ટાંગયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ એમ ચાર પ્રકારના યોગો પુરૂષાર્થના નામથી પ્રસિદ્ધ છે.

**योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया ।**
**ज्ञानं कर्म्म च भक्तिश्च, नोपायोऽन्योऽस्ति कुत्रचित् ॥**

( भा. ११।२० अ० ६ )

મનુષ્યોનું શ્રેયઃ કરવાની ઈચ્છાથી જ્ઞાનયોગ, કર્મયોગ અને ભકિતયોગ એમ ત્રણયોગો કહ્યા છે એ સિવાય કયાંઈ પણ બીજો ઉપાય છેજ નહી.

આ પ્રમાણે ભગવાનના વચનથી અષ્ટાંગયોગ પણ જ્ઞાનયોગની અંદર રહેલો છે. એમ જાણવું.

**मन एकत्र संयुज्याज्जितश्वासो जितासनः ।**
**वैराग्याभ्यासयोगेन ध्रियमाणमतन्द्रितः ॥**

( भा. ११।९ अ० ११ )

પ્રાણોને રોકી આસનને સ્થિર કરીને વૈરાગ્યના અભ્યાસરૂપી યોગથી સ્થિર થઈ આલસનો ત્યાગ કરી મનને એકત્ર જોડી દેવું.

આ અને બીજાં પ્રમાણોથી જ્ઞાનયોગની અંદર રહેલા અષ્ટાંગયોગનું પણ પ્રતિપાદન કરેલું છે; તેમાં ગર્ભાધાન, પુંસવન, સીમન્તોન્નયન, જાતકર્મ, નામકરણ, અન્નપ્રાશન, ચૌલ, ઉપનયન અને નીચે દર્શાવાતાં ચાર વેદ વ્રતો જેમકે નિત્યસ્નાન, સહધર્મચારિણી સાથેનો સંયોગ ( પાણિગ્રહણ ) પાંચયજ્ઞોનું અનુષ્ટાન જેમકે દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્ય યજ્ઞ ( અતિથિ સત્કાર ) અને બ્રહ્મયજ્ઞ, અષ્ટકાદિ, આવર્ણ શ્રાદ્ધ, શ્રાવણી આગ્રહાયણી. ચૈત્રી, અને આશ્વયુજી એ પ્રમાણે સાત પાકયજ્ઞો સંસ્થાઓ ' અગ્ન્યાધેય' અગ્નિહોત્ર, દર્શ અને પૌર્ણ-

માસ, ચાતુર્માસ્ય, નિરૂઢ પશુબન્ધ, સૌત્રામણી અને આગ્રહાયણી એ સાત હવિર્યજ્ઞસંસ્થાઓ.' 'અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ ઉક્થ, ષોડશી, વાજપેય, અતિરાત્ર અને આપ્તોર્યામ' એ પ્રમાણે સાત સોમ-સંસ્થાઓ એ પ્રમાણે શાસ્ત્રમાં કહેલો વર્ણાશ્રમના ધર્મરૂપ કર્મયોગને અન્તઃકરણ શુદ્ધિના સાધનરૂપે માનીને ત્યાં સુધી આચરવો જોઇએ કે—

**तावत् कर्म्माणि कुर्वीत न निर्विद्येत या...ता ।**

**मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥**

**इति भगवद्वचनात् ।**

( भा. ११।२० अ० ९ )

**' निर्विण्णचित्तं ब्राह्मणं ब्रह्मिष्ठगुरुमुपासीते 'त्यादिश्रुतेश्च ॥**

**अर्थ**—કર્મો ત્યાં સુધી કરવાં જોઇએ કે જ્યાં સુધી વૈદિક કર્મો વડે ચિત્તમાં નિર્વેદ ( વૈરાગ્ય ) ન થાય અને મારી કથાના શ્રવણ મનન અને નિદિધ્યાસનમાં જ્યાં સુધી શ્રદ્ધા ન થાય એ પ્રમાણે સાક્ષાત્ ભગવાનેજ કહ્યું છે. વળી તે વિષે શ્રુતિનું પણ પ્રમાણ છે કે જેના ચિત્તમાં વૈરાગ્ય હોય એવા બ્રાહ્મણ અને બ્રહ્મનિષ્ઠગુરૂની ઉપાસના કરવી જોઇએ.

કર્મો એ અન્તઃકરણની શુદ્ધિનું સાધન છે, એમાં પણ—**'धर्मेण पापमपनुदन्ति तस्माद्धर्मं परमं वदन्ति'** ( २२।१ म० उ० ५ ) **येन केन यज्ञेनापि वा दर्वि-होमेनानुपहतमना एव भवन्ती'त्यादि श्रुतिसिद्धम् ।** એટલે કે પાપ હઠયા સિવાય ચિત્ત દ્રવતું નથી તેથી એ સિદ્ધ થાય છે કે જેનું ચિત્ત દ્રવ્યું ( પીગળ્યું ) નથી તેને પરપદની પ્રાપ્તિને માટે વૈરાગ્યપૂર્વક તત્ત્વજ્ઞાન સાધન છે; પરંતુ જેનું ચિત્ત દ્રવેલું છે તેને તો ભગવત્કથાનું શ્રવણ વગેરે શ્રીમદ્ભાગવતની અંદર કહેલા ધર્મોમાં શ્રદ્ધાપૂર્વક ભક્તિ એજ મુખ્ય સાધન છે. એમ મોક્ષની પ્રાપ્તિ માટે બન્ને સાધનોનું ગ્રહણ કરેલું છે. એટલા માટે અન્તઃકરણ શુદ્ધિ માટે અષ્ટાંગ-યોગનું અનુષ્ટાન કરવાનું કહી અવિચ્છિન્ન તેલની ધારાની જેમ પરમાત્મામાં એકાકાર જ્ઞાનની પરમ્પરાથી આત્માની એકાગ્રતાને યોગ્ય મનને બનાવવું જોઇએ.

**यदारम्भेषु निर्विण्णो विरक्तः संयतेन्द्रियः ।**
**अभ्यासेनात्मनो योगी धारयेदचलं मनः ॥**
**धार्यमाणं मनोयर्हि भ्राम्यदाश्वनवस्थितम् ।**
**अतन्द्रितोऽनुरोधेन मार्गेणात्मवशं नयेत् ॥**

( भा० ११ स्क० २० अ. १८।१९ )

કારણ કે——

કર્મોના પ્રારંભમાં ઉદાસીન ( લાભા લાભની અપેક્ષારહિત ) થઈને, રાગ દ્વેષને તજીને, ઇન્દ્રિયોનો નિગ્રહ કરીને, આત્માના ( રાજ-યોગ-અથવા હઠયોગના ) અભ્યાસથી મનને અચલ રાખવું. એ પ્રમાણે ચારો તરફ ભટકતું અને અસ્થિર ( ઠેકાણા વિનાનું ) મન જ્યારે ધારણ કરાય ત્યારે આળસ તજીને કોઇ પણ પદાર્થ યા વિચારના અનુરોધ ( આશ્રયરૂપ ) માર્ગ વડે તે મનને આત્માના વશમાં લાવવું.

એ પ્રમાણે શ્રીમદ્ ભાગવતમાં કહેલું છે અને મન જ્યારે ઉપર વર્ણવ્યા પ્રમાણે આત્મ-વશ થાય ત્યારેજ '**अमानित्व मदम्भित्वम्**' થી લઈને '**एतज्ज्ञानमिति प्रोक्तम्**' ત્યાં સુધીના ગ્રંથવડે (१३ अ. ७-११) ભગવદ્ગીતા અને ઉપનિષદોમાં કહેવાએલો, દેહ અને ઇન્દ્રિય વગેરેની આસક્તિથી રહિત એવો જ્ઞાનયોગ પણ સંમત થાય છે.

---

अमानित्वमदम्भित्व महिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥
इन्द्रियार्थेषु वैराग्य मनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधि दुःखदोषानुदर्शनम् ॥
आसक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
मयि चानन्य योगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्त देशसेवित्वमरति र्जनसंसदि ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थ दर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

साङ्ख्येन सर्वभावानां, प्रतिलोमानुलोमतः ।
भवाप्ययावनुध्यायेन्मनो यावत्प्रसीदति ॥
निर्विण्णस्य विरक्तस्य, पुरुषस्योक्तवेदिनः ।
मनस्त्यजति दौरात्म्यं, चिन्तितस्यानुचिन्तया ॥
यमादिभिर्योगपथै रान्वीक्षिक्या च विद्यया ।
ममार्चोपासना ( भिर्वा ) द्यैर्वा, नान्यै र्योग्यं स्मरेन्मनः ॥
( भा० ११ स्क० २० अ० २२–२४ )

સર્વપદાર્થોનો પોતપોતાના કારણમાં તિરોભાવ થાય છે. અને વળી પણ કારણને અવલંબીનેજ અમુક સ્વરૂપ ધારણ કરે છે. એપ્રમાણે સાંખ્ય શાસ્ત્રમાં કહેલા આવિર્ભાવ–તિરોભાવનું ધ્યાન ( અભ્યાસ ) કરવું કે જ્યાં સુધી મન પ્રસન્ન ( સ્થિર ) થાય. ત્યાર બાદ ઉદાસીનતા પ્રાપ્ત થાય કે તુરતજ પુરૂષ રાગરહિત થાય છે. એ પ્રમાણે ઉપર કહેલા સાંખ્યોક્ત જ્ઞાનને જાણનાર પુરૂષનું મન અભ્યાસ કરેલી વસ્તુનો વારંવાર અભ્યાસ કરવાથી પોતાની મેળેજ દૌરાત્મ્ય ( દ્વૈતભાવ ) ને તજે છે. વળી યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ બધાં યોગશાસ્ત્રમાં કહેલા સાધનો વડે અથવા આન્વીક્ષિકી ( ગૌતમ મહર્ષિએ વર્ણવેલી તત્વજ્ઞાન પ્રાપ્તિ રૂપ ) વિદ્યાવડે અથવા મારી પૂજા અને ઉપસાના વગેરે સાધનોથી અનન્ય સ્વરૂપ સ્થિર મન બનાવવું જોઇએ.

એ પ્રમાણેના ભગવદ્ધ્વચનથી ઉપરના શ્લોકોમાં ' **मनो यावत् प्रसीदति** ' એ પ્રમાણે જ્ઞાન થાય ત્યાં સુધી ભક્તિયોગજ કરવાને કહ્યો છે. ભક્તિયોગ સિવાય મન સારી રીતે પ્રસન્ન ( સ્થિર ) થતું નથી. ' **मनस्त्यजति दौरात्म्यम्** ' ત્યાં પણ તેજ યોગ કહેલો છે. ' **ममार्चोपासनाद्यैर्वा** ' અને ' **मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी** ' એ પ્રમાણે જ્ઞાનયોગમાંની સાધન ભક્તિ વડે એ પ્રમાણે અર્થ જાણવો. ત્યાર પછી

प्रोक्तेन भक्तियोगेन भजतो माऽसकृन्मुनेः ।
कामा हृदय्या नश्यन्ति, सर्वे मयि हृदि स्थिते ॥
( भा. ११ स्क० २० अ० २१ )

---

१ दुःखजन्मप्रवृत्तिदोषमिथ्याज्ञानानामुत्तरोत्तरापाये तदन्तरापायादपवर्गः । [ न्या० १ अ० प्र० आ० सू० २ ] । ૨ કારણ કે દૌરાત્મ્ય–દ્વૈતભાવનો ત્યાગ થયો કે તુરતજ ચિત્ત ઠર્યા વિના રહેતું નથી.

ઉપર કહેલા ભક્તિ–યોગવડે મને વારંવાર ભજતા એવા મનન શીલ પુરૂષના હૃદયમાંના વાસનાનુકુલ સર્વે મનોરથો હું હૃદયમાં રહ્યો હોઉં તો તુરતજ નાશ પામી જાય છે.

ભાવાર્થ—મારૂં સ્વરૂપ ( સ્વ–સ્વરૂપ ) હૃદયમાં પ્રકટ થયું કે તુરતજ વાસનાઓનો નાશ થાય અને વાસના-નાશ થયો કે તુરતજ પોતે મારી બરાબર બની જાય, સાયુજ્ય મુક્તિ પામે

એ પ્રમાણે ભગવદ્વચનને અનુસરવાવાળી સાધન–ભક્તિ રૂપ નિષ્ઠાથી સર્વ પ્રમાણોને પણ પૂજ્ય ભગવાનમાંજ સ્થિર કરાવતા, સર્વ વિષયોથી વિમુખ મનવાળા પ્રભાવશાળી કોઈ એકાદનો પરમાત્માના ગુણોની મોટાઈના ગુંથનાર ગ્રન્થના શ્રવણથી થયેલી દ્રુતિરૂપ(પીગળેલી) મનોવૃત્તિ સર્વ સાધનોના ફલરૂપ ગ્રહણ કરેલો છે પરમાત્માનો [1]આકાર જેણે એવી મનોવૃત્તિમાં વિભાવ, અનુભાવ અને વ્યભિચારીના સંયો-ગથી તે ભાવો રસ રૂપ હોવાને લીધે વિભાવ અનુભાવ અને વ્યભિચા-રીના સંયોગથી રસની નિષ્પત્તિ ( આવિર્ભાવ ) થાય છે.

વિભાવ બે પ્રકારનો છે–[2]આલંબન–વિભાવ અને [3]ઉદ્દીપન-વિભાવ આલમ્બન વિભાવ એ સાક્ષાત્ ભગવાનનુંજ સ્વરૂપ છે. ઉદ્દીપન વિભાવ તુલસી ચન્દન વગેરે, અનુભાવ એટલે નેત્રાનો વિકાર ( દૃષ્ટિ સ્વરૂપો ) વ્યભિચારિ ભાવો એટલે નિર્વેદ ( ઉદાસીનતા તિતિક્ષા ક્ષમા ) વગેરે. વ્યક્ત થતો ભગવાનના આકાર રૂપીરસનામનો ભાવ તે સ્થાયી ભાવ, પરમાનન્દના સાક્ષાત્કારના સ્વરૂપવાળો પ્રકટ થાય છે તેનેજ [4]રસના જાણનારાઓ નિરતિશય પરમ–પુરૂષાર્થ કહે છે.——

तस्मान्मद्भक्तियुक्तस्य योगिनो वै मदात्मनः ।
न ज्ञानं न च वैराग्यं प्रायः श्रेयो भवेदिह ॥
यत्कर्मभिर्यत्तपसा ज्ञानवैराग्यतश्चयत् ।
योगेन दानधर्मेण श्रेयोभिरितरैरपि ॥
सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ।
स्वर्गापवर्गं मद्धाम कथंचिद् यदि वाञ्छति ॥

૧ મૂર્તિ. ૨ સ્વસ્વરૂપ રસરૂપ. ૩ ઉપસ્કાર રૂપ સાધનો. ૪ दुःखासंभिन्नं हि परमपुरुषार्थः ।

न किंचित् साधवो धीरा भक्ताह्येकाकिनो मम ।
वाञ्छन्त्यपि मया दत्तं कैवल्यमपुनर्भवम् ॥
नैरपेक्ष्यं परं प्राहु र्निःश्रेयसमनल्पकम् ।
तस्मान्निराशिषो भक्ति र्निरपेक्षस्य मे भवेत ॥
न मय्येकान्तभक्तानां गुणदोषोद्भवा गुणाः ।
साधूनां समचित्तानां बुद्धेः परमुपेयुषाम् ॥

( ભા૦ ૧૧–૨૦ અ૦ ૩૧–૩૬ )

સર્વ સ્વરૂપ એવા મારા દર્શનથી હૃદયગ્રન્થિ ત્રુટી જાય, સર્વ સંશયો દુર થાય અને કર્મોનો સંગ નાશ પામે. તો પછી મારામાં ભક્તિ વાળા અને મારૂંજ સ્વરૂપ બનેલા યોગીને જેટલું જ્ઞાન અથવા વૈરાગ્ય શ્રેયસ્કર થતું નથી અને જે કર્મોવડે, તપવડે, જ્ઞાન અને વૈરાગ્યથી, દાન ધર્મથી તથા શ્રેયઃ કરનારાં બીજાં કર્મો વડે પણ પ્રાપ્ત થતું હોય તેટલું સર્વ કે જો પોતે ચાહતો હોય તે સ્વર્ગ ( અક્ષય્ય–સુખ ) અને મોક્ષ રૂપ મારૂં ધામ મારો ભક્ત મારા ભક્તિ–યોગથી તુરતજ મેળવે છે. કેવળ સાધુ પુરૂષોજ મારા ધામને ચાહતા નથી; પરંતુ ધીર પુરૂષો સ્થિર બુદ્ધિવાળા ) ભક્તો પણ મેં આપેલું અને ફરીથી જન્મ ન (આપે એવું કૈવલ્ય ધામ તેને પણ ચાહે છે ( પ્રાપ્ત કરે છે ) જેને કોઈ પણ વસ્તુની અપેક્ષા નથી એવું, સ્વતન્ત્રકલ્યાણસ્વરૂપ અપરિચ્છિન્ન ( વ્યાપક ) એવું પરમ ધામ કહે છે. તે પરમ ધામ વાસના રહિત અને સ્વાવલમ્બી હોય તેનેજ પ્રાપ્ત થાય છે. મારામાં અખંડ પ્રીતિ રાખનારા ભક્તો કે જેઓ. શાન્ત ચિત્તવાળા સાધુ પુરૂષો છે. અને બુદ્ધિથી પણ પરવસ્તુને પામેલા છે તેઓને માયાના ગુણ દોષથી ઉત્પન્ન થયેલા ગુણો ( ધર્મો ) બાધ કરતા નથી.

એ પ્રમાણોનાં વચનો અને તેના અનુભવ કરનારાઓ 'दुःखास-म्भिन्नसुखम हि परम पुरुषार्थः' એટલે કે દુખથી નહીં સંગત થયેલા સુખની પ્રાપ્તિ એ પરમ પુરૂષાર્થ છે એ પ્રમાણે સર્વે શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ પ્રમાણે ચાર પ્રકારના પુરૂષાર્થો છે એ પ્રમાણેની પ્રસિદ્ધિ તો 'लाङ्गलं जीवनम्' લાંગલ એ જીવન છે એટલે કે જીવનમાં લાંગલ ( હળ ) એ સાધન છે. એ પ્રમાણે સાધન શબ્દમાં ફલિતાર્થ કરવાથી ત્યાં લાક્ષણિક અર્થજ લઈ શકાય. એટલા

૧ હળયુક્તિવાળું સબળ પ્રમાણ.

માટે સુખ એજ પુરૂષાર્થ છે. એમ[1] કહેવામાં કાંઇ પણ દોષ નથી ' सुखं दुःखाभावश्च द्वौ पुरुषार्थौ ' એ પ્રમાણે [2]તાર્કિકો માને છે, પરંતુ તે યોગ્ય નથી કારણ કે કેવળ સુખ એજ પુરૂષાર્થ છે, તેવી કલ્પનામાં લાઘવ છે. કારણ કે જ્ઞાન ઇચ્છાને ઉત્પન્ન કરનારૂં છે એમ માનીએ ત્યારે સુખ–સ્વરૂપજ જ્ઞાનપણું છે. એમ જ્ઞાનનો સાધારણ ધર્મ માનવો પડશે; પરંતુ સુખ અથવા દુઃખનો અભાવ એમ બેમાંના કોઇ પણને અવલમ્બીને જ્ઞાન રહેતું હોય એમ માનવામાં ગૌરવ છે. માટે દુઃખાભાવ એ ' સુખ ' શબ્દની ઓળખાણ કરાવનારો છે. એમ માનવામાંજ દુઃખાભાવ શબ્દનો ઉપયોગ છે.

પરંતુ ન્યાય શાસ્ત્રના રચનારાઓએ શંકા કરીછે કે 'દુઃખાભાવ' શબ્દનો ' સુખ ' અર્થમાં ઉપયોગ કરીએ તો સુખ શબ્દનો પણ 'દુઃખાભાવ ' એ અર્થમાં ઉપયોગ કરીશકાય કારણ કે બે પક્ષોમાંથી કયો પક્ષ સબળ છે એમાં કોઈ સબળ પ્રમાણ નથી માટે ' સુખ ' અથવા ' દુઃખાભાવ ' એ બન્ને પુરૂષાર્થ છે. તે માનવું અયુક્ત છે. કારણ કે એમાં એવું એક સબળ પ્રમાણ માનવાની જરૂર પડે છે કે. વ્યાપ્ય વ્યાપક ભાવ એજ ત્યાં [3]વિનિગમક હોઈ શકે. કારણ કે જ્યારે સુખ હોય ત્યારે ( સ્વાભાવિક રીતે ) દુઃખાભાવ હોયજ એ પ્રમાણે [4]વ્યાપ્તિ થઈ.કારણ કે તે સર્વ શાસ્ત્રકારોએ માનેલા ઉપાધિરહિત સહચાર માલુમ પડવાથી જાણી શકાયછે, માટે દુઃખાભાવ પણ સુખ કાલમાં અવશ્ય રહેનો હોવાને લીધે તેને સુખનો પરિચાયક પણ કહી શકાય સુખ વ્યાપક હોવાને લીધે તેને જ્યારે 'દુઃખાભાવ હોય એમ માનીએ, ત્યારે સુખ' એ પ્રમાણેની તેની વ્યાપ્તિ થઇ. સુષુપ્તિ અને પ્રલય અવસ્થામાં [5]વ્યભિચાર થતો હોવાથી દુઃખાભાવ એ સુખનો અવ્યાપ્ય[6] હોવાથી દુઃખાભાવ એ સુખનો પરિચાયક ન બની શકે. સુખનું વ્યાપકપણું તો વ્યાપ્યની સ્થિતિનો હેતુ હોવાથી [7]અન્યથા સિદ્ધજ છે.

અને સુખ એ પણ દુઃખાભાવનો વ્યાપક નથી માટે સુખ એજ સ્વતન્ત્ર પુરૂષાર્થ છે. દુઃખાભાવ એ સુખ છે. એમ ઉપયોગ કરવાથી

૧ એ પક્ષમાં. ૨ મહર્ષિ કણાદના સિદ્ધાન્ત ને અનુસરતા. ૩ બન્ને ધર્મોનું સાથે રહેનારૂં જ્ઞાન. ૪ સ્વભાવત્યાગ–દુઃખાભાવરૂપ સ્વભાવનો ત્યાગ. ૫ કાયમ સાથે નહી રહેનારો. ૬ સાથે રહેનારા ટુંકા સ્વરૂપનો. ૭ કાર્ય—કારણભાવ ન બની શકે.

સર્વદુઃખોથીશૂન્ય દુઃખાભાવરૂપમોક્ષનું પણ એ રીતે પુરૂષાર્થપણું નહી કહેવાય, એમ જો ધારતા હો તો આ વિચારને જલાંજલિજ આપો ( જવાદો ) કારણ કે વેદાન્તસિદ્ધાન્તને જાણુનારાઓ 'દુઃખાભાવ એ પરમાનન્દનું સ્વરૂપ હોવાથી તેને પરમ પુરૂષાર્થ કહે છે. માટે ભગવદ્ ભક્તિયોગ પણ દુઃખોના સંસર્ગરહિત સુખરૂપ હોઈનેજ પરમ પુરૂષાથ મનાય છે એ પ્રમાણે ' **निरुपमसुखसम्विद्रूपमस्पृष्टदुःखम्** ' એ સિદ્ધાન્ત સત્ય થાય. એટલે કે જેની ઉપમા ન આપી શકાય એવાં સુખોનાં સમુદાય જ્ઞાનવાળું અને જેમાં દુઃખનો સ્પર્શ જરાએ નથી એવું મોક્ષ રૂપ સુખ એ પરમ પુરૂષાર્થ છે.

એથી ' ભક્તિ એ પુરૂષાર્થ નથી કારણ કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ગણાયેલા ચાર પુરૂષાર્થોમાં તેનો અન્તર્ભાવ થઈ શકતો નથી માટે ' એ પ્રમાણે ના બધા મતો દૂર થયા. ધર્મ અર્થ અને કામ એ ઓનું સ્વતન્ત્ર પુરૂષાર્થપણું ન હોવાથી અને ધર્મ અર્થ અને કામથી થતા સુખનેજ પુરૂષાર્થ માનવામાં ગૌરવ થતું હોવાથી અને એવો અનુગમ ન હોવાથી ' ધર્મજન્યત્વ ' વગેરે વિશેષણો છોડીને કેવલ ' સુખ ' એજ પુરૂષાર્થ છે એ સિદ્ધાન્તના સ્વીકારમાં સમાધિસુખની જેમ [2]ભક્તિ સુખને પણ સ્વતન્ત્ર પુરૂષાર્થ માનવાથી અને ભક્તિસુખ મોક્ષની પાસે રહેતું હોવાને લીધે મોક્ષની અન્તર્ભૂત ગણીએ તો યોગથી થનારા ધર્મથી ઉત્પન્ન થયેલું હોવાથી,ધર્મની અંદર અન્તભાવ કરવાથી, અથવા ભક્તિ સુખ પણ ભાગવત (ભગવદ્ ભક્તિ રૂપ ) ધર્મોથી ઉત્પન્ન થતું હોવાને લીધે ધર્મની અંદર અન્તર્ભાવ થઈ શકે એમતો શ્રદ્ધા-જડોને કહી શકાય, અથવા સંસારથી મોક્ષ ( છુટવું ) પામવો એ ભક્ત ને જરૂરીનું હોવાને લીધે મોક્ષનોજ અન્તર્ગત ભક્તિયોગ છે એમ માનવું, માટે ચારે પુરૂષાર્થોમાં અન્તર્ગત ભક્તિ યોગને માનવાથી અથવા સ્વતન્ત્રતાથી. આ ભક્તિયોગ પરમાનન્દનું સ્વરૂપ હોવાને લીધે પુરૂષાર્થ છે. એ તો નિર્વિવાદ છે.

તે ભકિત–યોગ પરમાનંદ સ્વરૂપ છે એ પ્રમાણે પ્રતિપાદન કરતા અવાન્તર વિભાગને કહે છે.–**नवरस मिलितं वा केवलं वेति** આગળ આ પદનો અર્થ સ્પષ્ટ કરવામાં આવશે ' **मुकुन्द** ' એમ કહેવાથી ભકિત

૧ ઉપાધિરૂપ વાસનાના અભાવનેજ. ૨ એકાકાર રસવિજ્ઞાન.

યોગ એ ( પ્રતિપાદ્ય ) વિષય છે એમ સૂચવ્યું. સર્વેના અન્તર્યામી સર્વેશ્વર એજ ભક્તિ રસના આલમ્બનવિભાવ છે એમ આગળ ઉપર સ્પષ્ટ કરાશે, ગ્રન્થના પ્રારંભમાં મંગલ કરવું જોઇએ—

सर्वदा सर्वकार्येषु नास्ति तेषाममङ्गलम् ।
येषां हृदि स्थितः साक्षात् मङ्गलायतनं हरिः ॥

જેઓના હૃદયમાં સાક્ષાત્ મંગલના આધારરૂપ હરિ બિરાજેલા છે તેઓને હમેશાં સર્વે કાર્યોમાં કાંઈ પણ અમંગલ છેજ નહી. એ પ્રમાણે સ્મૃતિ છે ' तमहं व्यनज्मी'ति તેને હું વ્યકત સ્પષ્ટ કરૂંછું એમ કહેવાથી અભિધેયમાં સંબન્ધનો નિર્દેશ કરેલો છે. ' शास्त्र दृष्ट्येति ' શાસ્ત્રોની દૃષ્ટિથી એમ કહેવાથી આ ગ્રન્થ મૂળવિનાનો નથી લખાતો; પરંતુ શાસ્ત્ર પ્રતિપાદિતવિષયજ સિદ્ધ થાય છે. ' अखिल तुष्टयायेति ' અખિલ જનોના સન્તોષને માટે એમ કહેવાથી પ્રયોજનનો નિર્દેશ કરેલો છે. કારણ કે સાધુ પુરૂષોને સંતોષ તો સ્વાભાવિકજ હોય છે અને બીજાઓને પણ આ ગ્રન્થમાં કહેલી યુકિતઓવડે અસંભાવના અને વિપરીતભાવના વગેરેની નિવૃત્તિવડે અન્તઃકરણનીશુદ્ધિનો હેતુ છે એ પ્રમાણેનો અભિપ્રાય છે.

ભકિત યોગના પણ પુરૂષાર્થવાદો છે તેને સાંભળો.

न ह्यतोऽन्यः शिवः पन्था विशतः संसृताविह ।
वासुदेवे भगवति भक्तियोगो यतो भवेत् ॥
( भा. २ स्क० २ अ० ३३ )

આ સંસારમાં પ્રવેશ કરનારને વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાનમાં ભકિત–યોગ થાય તેનાં કરતાં બીજો એક પણ કલ્યાણકારક માર્ગ નથી.

धर्म्मः स्वनुष्ठितः पुंसां विश्वक्सेन कथासु यः।
नोत्पादयेद्य यदिरतिं श्रम एव हि केवलम् ॥
( भा० ९. स्क० २ अ० ८५ )

સારી રીતે સેવાએલો ધર્મ જો મનુષ્યોને પરમાત્માની કથાઓમાં પ્રીતિ ઉત્પન્ન ન કરે તો તે ફોકટ શ્રમ કર્યો એમજ કહી શકાય.

दानव्रत तपोहोमजपस्वाध्यायसंयमैः ।
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥
( भा० १० स्क० ४७ अ० २४)

દાન, વ્રત, તપ, હોમ, જપ, વેદપાઠ અને સંયમ એવાં શ્રેયઃ ને સાધવાવાળાં અને એવાં વિવિધ પ્રકારનાં બીજાં સાધનોથી કૃષ્ણપરમાત્મામાં ભકિત સાધી શકાય છે.

भगवान् ब्रह्म कार्त्स्न्येन त्रिरन्वीक्ष्य मनीषया ।
तदध्यवस्यत् कूटस्थो रतिरात्मन्यतो भवेत् ॥
( भा. २ स्क० २ अ० ३४ )

નિર્મલ બુદ્ધિથી અને વ્યાપક બુદ્ધિથી ભગવાન એજ બ્રહ્મ છે તે પ્રમાણે ત્રણ વખત વારંવાર દૃષ્ટિ કરીને કૂટસ્થ-સાક્ષી તરીકે રહેલો છતો તે પૂર્ણ બ્રહ્મનો નિશ્ચય કરી લે છે કે જેનાથકી આત્મા પ્રીતિમય આનંદમય બને છે.

एतावानेव लोकेऽस्मिन् पुंसां निःश्रेयसोदयः ।
तीव्रेण भक्तियोगेन मनो मय्यर्पितं स्थिरम् ॥
( भा. ३ स्क० २५ अ० ४४ )

આ લોકમાં મનુષ્યોનાં કલ્યાણનો ઉદય આટલોજ કહી શકાય કે તીવ્ર એવા ભકિત યોગ વડે જેણે મનને સ્થિર કરીને મારામાં અર્પણ કરેલું છે.

या निर्वृतिस्तनुभृतां तव पादपद्म-
ध्यानाद्भवज्जनकथाश्रवणेन वा स्यात् ॥
सा ब्रह्मणि स्व महिम्न्यपि नाथ ! मा भूत् ।
किन्त्वन्तकासिलुलितात् पततां विमानात् ॥
( ४ स्क० ९ अ० १० )

હે નાથ ! હે ભગવન્ ! તમારા ચરણારવિન્દના ધ્યાનથી અથવા તમારા પરિવારની કથાના શ્રવણથી શરીરને ધારણ કરનારા-મનુષ્યોને જે શાન્તિ ( આનંદ ) પ્રાપ્ત થાય છે તે આનંદ સ્વસ્વરૂપ બ્રહ્મની અંદર પણ અને અન્તક ( યમ ) ના ખડ્ગથી ખળભળી ગયેલા વિમાનમાંથી ( સ્વર્ગમાં ) ઉતરનારાઓને પણ થતો નથી.

એ વગેરે ઘણાં ભકિતયોગની શ્રેષ્ઠતા દર્શક પ્રમાણો છે. આંહિતો સર્વસુકૃતોના સાધનરૂપ સર્વવેદોના તાત્પર્યવિષયદ્વારા અને અર્થથી, નિઃશ્રેયસ અને નિવૃત્તિ એમ બે શબ્દો વડે ભકિતયોગને સાક્ષાત્ પુરૂષાર્થ કહ્યો છે અને ગીતાજીમાં પણ—

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमोमतः ॥
(गी० ६ अ० ४७)

સર્વ યોગીઓમાં પણ મારામાં પોતાનો અન્તરાત્મા જોડીને જે શ્રદ્ધાવાન્ મને ભજે છે તેજ મારામાં ધ્યાન રાખનારો શ્રેષ્ઠયોગી ગણાય છે. એ વગેરે સાક્ષાત્ પુરૂષાર્થના પ્રમાણો છે.

અને ઘણા ખરા વાદો ભકિતયોગને સાધન તરીકે જણાવે છે. જેમ કે—

वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।
जनयत्याशु वैराग्यं ज्ञानं यत्तदहैतुकम् ॥
( भा. १ स्क० २ अ० ७ )

વાસુદેવ ભગવાનમાં જો ભકિતયોગનો પ્રયોગ કર્યો હોય તો તે જલદી અકારણ ( નિર્મળ ) વૈરાગ્ય અને જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

अकामः सर्वकामो वा मोक्षकाम उदारधीः ।
तीव्रेण भक्तियोगेन यजेत पुरुषं परम् ॥
( भा. २ स्क० ३ अ० १० )

કામ—વાસના રહિત. અથવા સર્વકામ,અથવા મોક્ષની ઇચ્છાવાળો, ઉદાર બુદ્ધિવાળો, તીવ્ર એવા ભકિત યોગથી પરમ પુરૂષનું યજન કરે.

केचित् केवलया भक्त्या वासुदेवपरायणाः ।
अघं धुन्वन्ति कार्त्स्न्येन नीहारमिव भास्करः ॥
( भा. ६ स्क० १ अ० १५ )

ઘણા એક કેવળ ભકિત વડે વાસુદેવમાં શ્રદ્ધા રાખવાવાળા હોઇને ભાસ્કર—સૂર્ય જેમ અંધકારને દૂર કરે છે તેમ સકલ ભાવથી પરમાત્માની ભકિત કરતાં કરતાં પાપને દુર કરે છે.

અને ગીતાજીમાં—

भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥
( १८ अ० ५५ )

હું જેટલો છું અને તત્ત્વથી જે છું તેપ્રમાણે શ્રદ્ધાળુ મને ભક્તિથી જાણે છે અને ત્યાર પછી મને તત્ત્વથી જાણ્યા બાદ તે અક્ષર ધામમાં પ્રવેશ કરેછે. અર્થાત મારૂં સ્વરૂપ બની જાય છે.

એ પ્રમાણે ભક્તિયોગને સાધન માનનારાં ઘણા પ્રમાણો છે. આ પ્રમાણોમાં ભક્તિયોગ એ અન્ય ( પ્રાપ્ય ) વસ્તુનું સાધન હોવાથી સાક્ષાત્ પુરૂષાર્થ નથી એમ સ્પષ્ટજ કહેલું છે—એમ જો માનવાને કારણ મળે તો—તે શંકાનું નિવારણ આંહિ કહેવાય છે.—ફલ અને સાધન એમ ભક્તિના બે પ્રકારો સ્વીકારવાથી આ દોષ લાગી શકતો નથી જેમ કે—'भजनं अन्तः करणस्य भगवदाकारतारूपं भक्तिः' ભજન' એટલે કે અન્તઃકરણનું પરમાત્માના આકાર રૂપ થઈ જવું તે ભક્તિ એમ ભાવ વાચક અર્થમાં ' भज् ' ધાતુને ' क्तिन् ' પ્રત્યય લાગેલો છે. એમ અર્થ કરવાથી ' ભક્તિ ' શબ્દ વડે ભક્તિ રૂપ ફળ કહી શકાય અને તે ભક્તિ ( અન્તઃકરણનું પરમાત્મા સ્વરૂપ થવું ) નિરતિશય પુરૂષાર્થ હોવાને લીધે પુર્વોકત પ્રકરણમાં કહેલું ' ભક્તિએ પરમ પુરૂષાર્થ છે ' તે પ્રમાણેનું પ્રામાણ્ય કાંઈ પણ વાંધા વિનાનું છે, અને ' भज्यते–सेव्यते भगवदाकारमन्तः करणं क्रियते अनया ' इति ભગવાનના સ્વરૂપને પમાય છે જેથી તેનું નામ ભાકત એમ કરણ ( સાધન ) અર્થમાં વ્યુત્પત્તિ કરવાથી ' भक्ति ' શબ્દવડે શ્રવણ–કીર્તન વગેરે સાધન કહેવાય છે અને તે શ્રવણકીર્તનરૂપ સાધન માનવાથી ભક્તિને સ્વયં પુરૂષાર્થ ન માનવાથી ' ભક્તિ એ સાધન છે ' એમ ભક્તિને સાધન માનનારા વાદોનું પણ પ્રામાણ્ય તકરાર વિનાનું છે. જે પ્રમાણે ' विज्ञप्तिर्विज्ञान ' मिति વિજ્ઞપ્તિ એ વિજ્ઞાન છે. એમ ભાવાર્થમાં વ્યુત્પત્તિ કરવાથી ' विज्ञान मानन्दो ब्रह्म ' [ ૩।૯।૨૮ બૃ૦ આ૦ ઉ૦ ] અહીં વિજ્ઞાન શબ્દનો પ્રયોગ બ્રહ્મની અંદર છે અને ' विज्ञायतेऽनेन ' इति જણાય છે જેના વડે એમ કરણ–સાધન–અર્થમાં વ્યુત્પત્તિ કરવાથી ' विज्ञानं यज्ञं तनुते ' ( ૨।૫।૧ તૈત્તિ૦ ઉ૦ ) એ વગેરે વાકયોમાં ' વિજ્ઞાન' શબ્દનો પ્રયોગ અન્તઃકરણની અંદર છે તેમ સમજી લેવું. આ બધી હકીકત શ્રીમદ્ ભાગવતમાં પ્રબુદ્ધજી એ સ્પષ્ટ કરેલી છે.

स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम् ।
भक्त्या सञ्जातया भक्त्या बिभ्रत्युत्पुलकांतनुम ॥

( भा. ११ स्क० ३ अ० ३१ ॥

[1]પાપના સમુહને હરવાવાળા હરિનું પરસ્પર અનન્ય-ભકિત વડે સ્મરણ કરતા અને સ્મરણ કરાવતા તદાકાર થયેલા સ્વરૂપથી રોમાંચિત શરીરને ધારણ કરે છે.—

આંહિ કરણવ્યુત્પત્તિથી એટલે કે સાધન—અર્થમાં 'भज्' ધાતુથી क्ति પ્રત્યય આવેલો છે એમ માનવાથી શ્લોકમાંનો પહેલો ભકિત શબ્દ ભાગવત ધર્મોના અર્થ પ્રકટ કરવામાં યોજેલો છે અને બીજો 'ભકિત' શબ્દ ભાવ વ્યુત્પત્તિથી ભકિતથી થતી 'તદાકાર રૂપતા' એમ ભકિતના ફલમાં યોજેલો છે.

इति भागवतान् धर्मान् शिक्षन् भक्त्या तदुत्थया ।
नारायणपरो माया मञ्जस्तरति दुस्तराम् ॥
( भा. ११ स्क० ३ अ० ३३ )

એ પ્રમાણે ભાગવતધર્મોને શીખતો-ભકત જન અને તેનાથી થનારી તત્સ્વરૂપ ભકિત વડે નારાયણમાં ચિત્ત પરોવીને દુસ્તર એવી માયાને જલદી તરી જાય છે.

એ પ્રમાણે અધ્યાયના પ્રકરણના ઉપસંહારમાં પહેલા ભકિત પદના સ્થાનમાં ભાગવતધર્મ શબ્દનો પ્રયોગ કરેલો હોવાથી સાધનજ માની શકાય. અધ્યયન એ 'અક્ષરોનું ગ્રહણ કરવું' એ અધ્યયનનું પણ અક્ષરગ્રહણ એજ ફલ ન મનાય કારણ કે તે ( અધ્યયન )ને ગુરૂને આધીન અથવા ગુરૂને અનધીન એ બે પક્ષો વડે પણ ફરક હોઇ શકે છે માટે-એ પ્રમાણે પ્રસ્તુત પ્રકરણમાં પણ ભાગવત ધર્મ રૂપ ભકિત એજ ગુરૂ—અધીન હોવાને લીધે સાધન છે અને જ્યારે ગુરૂ અધીન ન માનીએ ત્યારે નિષ્ઠા ( સ્વરૂપાવસ્થા )ને પ્રાપ્ત થયેલી છતી તે ભકિત એજ ફલ છે. એમ સાધન રૂપ અને ફલરૂપ એમ ભકિતના બે પ્રકાર માનવા પડશે એમ શંકા ન કરવી.

---

૧ તે પછીનાજ શ્લોકમાં ભકિતથી થયેલી ઉન્મત્ત અવસ્થા આમ વર્ણવી છે—

क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचिद्धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ।
नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं भवन्ति तूर्ष्णीं परमेत्य निर्वृताः ॥
[ भा. ११ स्क० ३।३२ ]

क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचि-
　　द्धसन्ति नन्दन्ति वदन्त्य लौकिकाः ।
नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं
　　भवन्ति तूष्णीं परमेत्य निर्वृताः ॥ इति ।

( भा. ११ स्क० ३ अ० ३२ )

હરિના નામનું સ્મરણ કરતાં શરીર રોમાંચિત થાય છે એટલુંજ નહી; પરંતુ અચ્યુત-ભગવાનનું સ્મરણ જ્યારે ચિત્તમાં ઓતપ્રોત થઇ જાય ત્યારે સ્મરણ કરનારાઓ વખતે રડવા લાગી જાય. વખતે હસવા માંડે આનન્દ મનાવા લાગે. નાચે, ગાયન કરે અલૌકિક હોઇને કાંઇ અપુર્વ બોલે, અજ-પરમાત્માના સ્વરૂપમાંજ લીન થઇ જાય. [1]વાણીવિનાના બની જાય અને પરમ પુરૂષને પામીને નિવૃત્ત— મુકત બને.

ઉપરોકત શ્લોકમાં ' **परमेत्यनिर्वृताः** ' એમ કૃતકૃત્યપણાનો પરામર્શ કરેલો હોવાથી જો અધ્યયનના ફલરૂપ અક્ષર ગ્રહણના અર્થજ્ઞાન કરવાથી જેમ ભાગવત ધર્મોથી થતી ભકિતનું, એ બીજા ફલનું સાધન છે—એમ માનવાને કારણ મળ્યું હોત તો પરમપુરૂષાર્થને પામીને મુકત થયેલાઓ વાણીવિનાના (નિર્વચન કરવાને અસમર્થ) બની જાય છે એમ કૃતાર્થતા ન કહી હોત; પરંતુ ત્યારે બીજા કોઇ કર્મના અનુષ્ટાનની ભલામણ કરી હોત; પરંતુ તે તો પ્રસ્તુત પ્રકરણમાં ઉપદેશેલું જણાતું નથી માટે સાધન અને ફલ એમ બે પ્રકારોથી ભકિતના બે પ્રકારો કલ્પેલા હોવાથી સાધનને કહેનારાં અને ફલને કહેનારાં વચનોનો વિષય વિભાગ કરવાથી સર્વ સિદ્ધાન્તોમાં અવિરોધ સિદ્ધ થઇ શકે છે. ' **अघं धुन्वन्ति कात्स्न्र्येन** ' સર્વથા પાપને દુર કરે છે. એ પ્રમાણે ફલરૂપ અને સાધન રૂપ ભકિતમાં અવિરોધ સરખો છે કારણ કે ફલરૂપ એવી ભકિત પણ દૃષ્ટ અને અદૃષ્ટસ્વરૂપવાળી છે. એમ આગળ કહેવામાં આવશે.

અને એ પ્રમાણેઃ—

**इदं हि पुंसस्तपसः श्रुतस्य वा**
　　**स्विष्टस्य सूक्तस्य च बुद्धदत्तयोः ।**

---

૧ શું બોલવું કે શું નહીં તે પણ ખબર ન હોય.

**अविच्युतोऽर्थः कविभिर्निरूपितो**
**यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥**
( भा. १ स्क०५ अ० २२ )

પુરૂષના તપનું, અથવા વેદાધ્યયનનું, અથવા સારી રીતે હોમ કર્યો હોય તેનું, ભણેલાં વેદનાં સૂકતોનું, જ્ઞાનનું, અથવા દાનનું જે કાંઇ ઉત્તમ શ્લોકોવડે કરેલા ગુણોનું વર્ણનછે તે આ કવિઓ વડે કરીને પરમાત્મા સંબંધી ( ભકિતરૂપ ) અવિચ્યુત અર્થનુંજ નિરૂપણ કરેલું છે.

" **निवृत्ततर्षै रुपगीयमानात्**
**भवौषधाच्छ्रोत्रमनोभिरामात् ।**
**क उत्तम श्लोकगुणानुवादात्**
**पुमान् विरज्येत विनापशुघ्नात् ॥** "
( भा. १० स्क. १ अ. ४ )

જેઓની વાસના નિવૃત્ત થઇ ગઈ છે એવા મહાનુભાવ પુરૂષો વડે ગવાતા, સંસારના ઔષધરૂપ, કર્ણ અને મન એઉને આનંદ આપતા, એવા ઉત્તમ [1]શ્લોકોના ગુણાનુવાદથી જેમાં પશુની હિંસા થાય એવા યજ્ઞ—યાગાદિ કરતાં, કોણ પુરૂષ, વૈરાગ્ય ન પામે.—

એ વગેરે શ્લોકોમાં '**उत्तमश्लोकगुणानुवादात्**' એ સાધન પદને ફલપરત્વે સમજી લેવું જેમ કે '**गोभिः श्रीणीत मत्सरम्**' તેની માફક આ વાકયમાં '**गोभिः**' એટલે ગાયથી થનારા દુધ વડે '**मत्सरम्**' એટલે સોમનું મિશ્રણ કરવું એજ અર્થ કરવો. તેમજ પૂર્વતન્ત્રમાં મહત્‌થી પર અવ્યકત છે એમ કહેવાયું છે. ત્યાં અવ્યકત એટલે અવ્યકતથી થનારૂં શરીર સમજવું એ પ્રમાણે બ્રહ્મસૂત્રોના પ્રથમાધ્યાયના ચતુર્થપાદમાં આનુમાનિક અધિકરણમાં '**सूक्ष्मं तु तदर्थत्वात्**' એ સૂત્રનાં ભાષ્યમાં પ્રતિપાદન કરેલું છે. એ પ્રમાણે આંહિ પણ ગુણાનુવર્ણન અને ગુણાનુવાદ એમ બન્ને શબ્દો તેઓથી થતી પ્રતીતિ—સાક્ષાત્કારપરક છે એમ સમજી લેવું. એમ જો માનવામાં ન આવે તો ગુણાનુવાદ કે ગુણાનુવર્ણન એ એઉને પરમ પુરૂષાર્થપણું લાગુ ન પડી શકે.

---

૧ સ્તુતિ.

ત્યારે તો ભગવદ્ભકિત એ બ્રહ્મવિદ્યાજ છે એમ પ્રતિપાદન કર્યું કહેવાય કારણ કે.—

तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति ।
यज्ञेन दनेन तपसाऽनाशकेन ॥

[ ४।४।२२ बृ० आ० उ० ]

તે આ પ્રસિદ્ધ પ્રાજ્ઞપુરૂષને બ્રાહ્મણો નિત્યકર્મોવડે, યજ્ઞદાન અને સત્વનો નાશ નહી કરનારા તપવડે જાણવાને મથે છે.

એ વગેરે શ્રુતિથી સર્વે સુકૃતોનું સાધ્ય ફળ બ્રહ્મવિદ્યા છે, એમ પ્રતિપાદન કરેલું છે. ' **सर्वापेक्षा** ' એ અધિકરણમાં તેવીજ રીતે બ્રહ્મવિદ્યાનો નિર્ણય કરેલો છે અને આંહિ પાછળ આપેલાં ઉદાહરણોથી સર્વસુકૃતોના સાધ્યરૂપ લક્ષણથી બ્રહ્મવિદ્યારૂપ ભગવદ્ભકિતનુંજ પ્રતિપાદન કરેલું છે અને તે ભગવદ્ભકિત નિરતિશય પુરૂષાર્થ હોવાને લીધે ચાર પ્રકારે થતી [1]મીમાંસાથી, અપ્રતિપ્રત્તિ અથવા વિપ્રતિપત્તિ રૂપી દોષોનું નિવારણ કરવાથી વ્યવસ્થા કરેલી છે માટે આ વિચારોનો આરંભ વ્યર્થ છે, એમ માનવું યુકત નથી કારણ કે—ભકિત અને બ્રહ્મ વિદ્યામાં સ્વરૂપ, સાધન, ફલ અને અધિકારીનું ઘણુંજ [2]વૈલક્ષણ્ય છે. જે વૃત્તિમાં મનનો દ્રવ ( પીગળવું ) થતો હોય, એવી ભગવાનના આકાર રૂપ બનેલી [3]સવિકલ્પક વૃત્તિ તે ભકિત, અને દ્રવીભાવથી દૂર રહેલી કેવળ આત્મામાંજ રહેલી [4]નિર્વિકલ્પ મનની બીજી વૃત્તિ તે બ્રહ્મવિદ્યા, તેમજ સાધનમાં પણ ફેર રહેલો છે. જેમ કે પરમાત્માના ગુણોની મોટાઈ જેમાં ગુંથેલી હોય એવા ગ્રન્થનું શ્રવણ તે ' ભકિતનું સાધન છે અને ' **तत्त्वमसि** ' વગેરે વેદાન્તનું મહાવાકય તે ' બ્રહ્મવિદ્યાનું સાધન છે '.

તેમજ પરમાત્મા સંબંધી પ્રેમનું ઉભરાઈ જવું તે ' ભકિતનું ફળ છે ' અને સર્વ અનર્થોના કારણભૂત અજ્ઞાન ( અવિદ્યા ) ની નિવૃત્તિ થવી તે ' બ્રહ્મવિદ્યાનું ફળ છે. ' તેમજ અધિકારમાં પણ તફાવત રહેલો છે.

---

૧ અંગોનો વિચાર. ૨ તફાવત. ૩ વિશેષણ અને વિશેષ્યના સંસર્ગવાળું જ્ઞાન. ૪ વિશેષણ વિશેષ્યના સંસર્ગ વિનાનું જ્ઞાન તે.

ભક્તિમાં અધિકાર પ્રાણીમાત્રનો છે અને બ્રહ્મવિદ્યામાં તો [1]ચાર સાધનોથી સમ્પન્ન પરમહંસપરિવ્રાજકનો અધિકાર છે. સર્વપ્રકારના યજ્ઞો. દાનો વગેરે સુકૃત કર્મોનું સાધ્યપણું ભક્તિ અને બ્રહ્મવિદ્યામાં સ્વર્ગ–પ્રાપ્તિને માટે યત્ન કરનારાઓની માફક સમાન છે. જેમ કે— '**स्वर्गकामो दर्शपौर्णमासाभ्यां यजेत**' સ્વર્ગ પ્રાપ્તિની ઇચ્છાવાળો દર્શ અને પૌર્ણમાસ—નામના કર્મોથી યજ્ઞ કરે. એ પ્રમાણે દર્શ અને પૌર્ણમાસ એ બન્ને સ્વર્ગનું સાધન સિદ્ધ થયે છ તે 'સર્વ કામનાઓની સિદ્ધિને માટે દર્શ અને પૌર્ણમાસ છે.' એ પ્રમાણે વાકય હોવાથી બીજા ફલોનું પણ સાધન દર્શ અને પૌર્ણમાસને કહી શકાય. તેજ પ્રમાણે '**तमेतं वेदानुवचनेन**' એ વચનથી ફલનું સાધન સિદ્ધ થતાં '**संयोग–पृथक्त्व**' ન્યાયથી જિજ્ઞાસાનું સાધન પણ માની શકાય.

એ પ્રમાણે ભક્તિ અને બ્રહ્મવિદ્યાનાં પણ સ્વર્ગ અને બ્રહ્મ વિદ્યાનીજ માફક ફલ અને સાધનોનો ભાવ અને અભાવ તથા તુલ્ય સાધન અને તુલ્ય સાધ્યપણું થશે કારણ કે સામગ્રી એક પ્રકારની હોય તો કાર્યમાં ઐકયતા હોઇ શકે છે; પરંતુ કારણોના ઐકયથી કાર્યોમાં ઐકયતા આવી શકતી નથી.

વળી જો ભક્તિને બ્રહ્મવિદ્યાથી અતિરિક્ત માનીએ તો સ્વર્ગ વગેરેની માફક નિરતિશયપુરૂષાર્થરૂપ ધર્મથી સ્વીકારવી પડશે, એ પક્ષ યુકત નથી. કેમ કે સ્વર્ગ વગેરેતો નિયમિત પ્રદેશ, સમય, શરીર અને ઇન્દ્રિયો વગેરેથી ભોગ્ય હોવાને લીધે સર્વ જગ્યાએ તે ( સ્વર્ગ ) નો ઉપયોગ થઇ શકતો નથી, તેથી અને સ્વર્ગ નિયમિત સમય પછી છુટી જનારો અને પરતન્ત્રતાવાળો, આમ બે પ્રકારના દુઃખોથી જોડાએલો હોવાને લીધે નિરતિશયપણું તેમાં બની શકતું નથી, તો પણ ભક્તિ–સુખની અવિચ્છિન્ન ધારાથી અને ભક્તિને માટે સર્વ દેશ, સર્વ સમય, સર્વ શરીરો અને સર્વઇન્દ્રિય વગેરે સાધનો સર્વ–સાધારણ હોવાને લીધે બ્રહ્મવિદ્યા ફળની માફક ભોગવવાને શકય હોવાથી તથા ક્ષયિત્વ, પરતન્ત્રતા, એવા બે પ્રકારના પ્રતિબન્ધ ન હોવાથી સ્વર્ગના કરતાં નિરતિશયપણું ભક્તિમાં બની શકે છે.

[1] નિત્યાનિત્યવસ્તુ વિવેક, ઇહામુત્રાર્થ ભોગવિરાગ, શમદમાદિ સાધન સંપત્, મુમુક્ષતા.

કહ્યું છે કે :—

हित्वा स्वधर्म्मं चरणाम्बुजं हरे—
भजन्नपक्कोऽथ पतेत्ततो यदि ।
यत्र क्व वाऽभद्रमभूदमुष्य किं
को वार्थ आप्तो भजतां स्वधर्मतः ॥

( भा० १ स्क० ५ अ० १७ )

સ્વધર્મનો ત્યાગ કરીને પરમાત્માના ચરણામ્બુજની સેવા કરતો અપકવ મનુષ્ય, જો તે સેવાથી પતિત બને તો જ્યાં ત્યાં પણ આ અસ્થિર મનુષ્યનું અકલ્યાણ થયું હત અને સ્વધર્મથી વિયુક્ત થઈ ભજનારાઓને શો લાભ મળ્યો હોત?

न वै जनो जातु कथञ्चनाव्रजे-
न्मुकुन्दसेव्य यवदङ्ग ! संसृतिम् ।
स्मरन्मुकुन्दाङ्घ्र्युपगूहनं पुन-
र्विहातुमिच्छेन्न रस ग्रहो यतः ॥

( भा० १ स्क० ५ अ० १९ )

હે અંગ–હે ભાઈ! મુકુન્દ–પરમાત્માનું સેવન કરવાવાળો મનુષ્ય કોઈ પણ રીતે સંસારની ઉપાધિમાં ફસાતો નથી અને પરમાત્માના ચરણારવિન્દનું ધ્યાન અને સ્મરણ કરતો તેનો ત્યાગ ઈચ્છી શકતો નથી કારણ કે તેને રસ–પર બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલો હોય છે.

सकृन्मनः कृष्ण–पदारविन्दयोः
निवेशितं तद्गुणरागि यैरिह ।
न ते यमं पाशभृतश्च तद्भटान्
स्वप्नेऽपि पश्यन्ति हि चीर्ण निष्कृताः ॥

( भा० ६ स्क० १ अ० १९ )

જેઓએ શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણારવિન્દમાં તેના ગુણાનુગાનમાં અત્યંત પ્રીતિવાળું એવું મન એક વખત પણ પરોવ્યું છે. આત્મ–સંપત્તિવાળા તેઓ યમને તથા પાશને ધારણ કરનારા તેના દૂતોને, સ્વપ્નામાં પણ જોતા નથી. વગેરે ઘણાં પ્રમાણો મળી આવશે.

એટલા માટે આપત્તિમાં પણ દુઃખના અસંસ્પર્શીપણાના પ્રતિપાદનને માટે 'અસ્પૃષ્ટ–દુઃખમ્' એવા વિશેષણનું ગ્રહણ કરેલું છે, અને તેટલાજ માટે પરણાગે રસવિનાના એવા સ્વર્ગલોક વગેરેની બરાબરી હોઈ શકતી નથી. આથી આ ભકિત–રસ લૌકિક રસથી જુદાજ પ્રકારનો છે એમ પ્રતિપાદન થયું.

તે લૌકિકરસ પણ શાસ્ત્રથી અવિહિત–શાસ્ત્રમાંનહીં કહેલો હોવાને લીધે, પાપ ક્ષયનો હેતુ ન હોવાથી આપત્તિમાં દુઃખનો સંસર્ગ-વાળો હોવાથી અને ભકિત તો દૃષ્ટ અને અદૃષ્ટ ફલનું કારણ હોવાથી તે બન્નેમાં ઘણોજ ફરક છે. એમ આગળ કહેવાશે.

અને જો એમજ હોય તો પછી ભકિત–સુખથી વૈરાગ્યનો અસંભવ થાય અને તેથી મુમુક્ષતા પણ ન સંભવી શકે, તેથી તેના અધિકારમાં રહેલી ચાર લક્ષણવાળી મીમાંસા (બ્રહ્મ-મિમાંસા) નો પ્રારંભ જ ન થવો જોઇએ એમ કહેતા હો તો વાત સાચી! પરંતુ ભકિતસુખમાં આસકત થયેલાઓની પ્રત્યે તે મિમાંસારંભનો ઉદ્દેશ ન હોવાથી, ભજવા યોગ્ય (પરબ્રહ્મ) ના સ્વરૂપના નિર્ણય માટે ભકતોને પણ તે મીમાંસાનો વિચાર જરૂરી છે, માટે ભકિત સુખથી વૈરાગ્ય ઉત્પન્ન નહી થશે. એવો જો નિર્ણય થતો હોય તો તે ઇષ્ટ છે કાંઈ પ્રતિપાદન કરવા જેવું તેમાં છેજ નહી.

आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्ति मित्थम्भूतगुणो हरिः ॥

(भा. १ स्क० ७ अ० १०)

પોતાના આત્મા (સ્વસ્વરૂપ) માં આરામ-આનંદ માનનારાઓ બન્ધન રહિત હોઇને પણ આત્મ–પરાક્રમમાં હેતુ સિવાયની ભકિત કરે છે કે હરિનું સ્વરૂપ આવું છે.

એ વગેરે પ્રમાણોથી જીવન્મુકતો માટે પણ ભગવદ્ભકિતનું પ્રતિપાદન કરેલું છે, માટે આ પ્રસ્તુત ગ્રન્થનું નામના કહેવા વડે પ્રયોજન જણાવે છે.

**संसाररागेण बलीयसा चिरम् ।**
**[illegible]स्तत्प्रशमेति शिक्षितम् ॥**

इदं भवद्भिर्बहुधा व्ययातिगं ।
निपीयतां भक्तिरसायनं बुधाः ॥ २ ॥

હે સજ્જનો ! અતિ બળવાન એવા સંસાર–રાગથી લાંબા વખતથી પીડાએલા આપે, આ–શ્રમને નહી આપનારૂં એવું ભકિતરૂપી રસાયન પી જવું કે જે શિખેલું (પરિચયમાં આવેલું) તે સંસારના રાગોને શાન્ત કરે છે.

ભગવદ્દભકિત. રસરૂપ હોવાને લીધે ભકિતનું પુરૂષાર્થપણું સિદ્ધ કરવા માટે પહેલાં તો ભકિતનું સામાન્ય લક્ષણ કહે છેઃ—

द्रुतस्य भगवद्धर्माद्धारावाहिकतां गता ।
सर्वेशे मनसो वृत्तिर्भक्तिरित्यभिधीयते ॥ ३ ॥

ભગવદ્ધર્મના આચરણથી પીગળેલા મનની સતત ચલાયમાન, ધારાવાહી થયેલી. પરમાત્મામાં રહેલી મનની વૃત્તિ. તે ભકિત કહેવાય છે ॥ ૩ ॥

ભગવદ્ ધર્મ એટલે ભગવાનના ગુણોનું શ્રવણ સમજવું. ધર્મ બુદ્ધિથી કરેલું કર્મોનું અનુષ્ઠાન તે આંહિ વિવક્ષિત નથી.

" तस्मात् केनाप्युपायेन मनः कृष्णे निवेशयेत् " ।

(भा० ११ स्क० ७ अ. ३१)

તે માટે કોઇ પણ ઉપાય વડે મનને શ્રીકૃષ્ણમાં પરોવવું જોઇએ.

આંહિ પણ કોઇ પણ ઉપાય વડે એમ કહેલું હોવાથી ધર્મ બુદ્ધિથી આચરેલા અથવા યત્નની અપેક્ષા સિવાય સ્વભાવ સિદ્ધ ભગવાનના ગુણોના શ્રવણથી એવો અર્થ સમજવો તેથી શિશુપાલ વગેરેમાં અવ્યાપ્તિ રૂપ દોષ બની શકતો નથી ભગવાનના ગુણોના શ્રવણથી આગળ કહેવાતા કામક્રોધ વગેરેના ઉદ્દીપન દ્વારા પીગળેલી અવસ્થાને પ્રાપ્ત થયેલા ચિત્તની ધારાવાહિકા જે પરમાત્મા વિષે રહેલી વૃત્તિ તેજ ભગવાનના આકાર સ્વરૂપ છે. ' तदाकारता ' એજ સર્વ ઠેકાણે વૃત્તિ શબ્દનો અર્થ આપણા શાસ્ત્રમાં સ્વીકારેલો છે. માટે તે તદાકારતા ભકિત એમ શાસ્ત્રવેત્તાઓ કહ્યા કરે છે—

અને શાસ્ત્ર—પ્રમાણ પણ છેઃ—

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ॥
मनो गति रविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ।
लक्षणं भक्तियुक्तस्य ( योगस्य ) निर्गुणस्यह्युदाहृतम् ॥
( ભા. ૩।૨૯।૧૧।૧૨ )

મારા ગુણોના શ્રવણ માત્રથીજ સર્વ ગુહાઓના આશ્રય રૂપ એવા મારામાં જેમ ગંગાનું જલ સાગરમાં અભિન્ન રૂપે મળે છે તેમ અવિચ્છિન્ન મનની ગતિ એજ ભકિતયોગનું ઉત્તમ લક્ષણ છે.

આંહિ 'અવિચ્છિન્ના' એમ કહેવાથી ધારાવાહિપણું મનોગતિનું જણાવ્યું છે. જે પ્રમાણે ગંગાજલ સાગરમાં અભેદપણાને પામી જાય છે એ દૃષ્ટાન્તથી દૃષ્ટાન્ત યોગ્ય મનમાં પણ દ્રવાવસ્થા (સૂક્ષ્મપણું) સર્વ ગુહાઓના સ્થાનરૂપ મારામાં મનોવૃત્તિ છે. એમ સર્વેશ—પરમાત્માનું સ્વરૂપ જણાવ્યું તેથી ચિત્તની નહી પીગળેલી અવસ્થામાં પણ ધારાવાહિકી વૃત્તિ પણ મારામાં રહેલી દ્રવાવસ્થાની વિનાશિની છે માટે તે દ્રવ્યત્વ અને ધારાવાહિકરૂપસંબંધથી મળેલી હોવા છતાં પણ સર્વેશ પરમાત્મ-વિષયા ભકિત કહી શકાતી નથી તેમ કહ્યું, તેનેજ સ્પષ્ટ કરવાને ચિત્તની ચેષ્ટા વર્ણવે છેઃ—

चित्तद्रव्यं हि जतुवत् स्वभावात् कठिनात्मकम् ।
तापकैर्विषयैर्योगेद्रवत्वं प्रतिपद्यते ॥ ૪ ॥

કારણ કે ચિત્તરૂપી દ્રવ્ય, લાખની માફક સ્વભાવથીજ કઠણ સ્વભાવવાળું છે તેને તપાવવાવાળા પદાર્થોનો યોગ થતાંજ પોતાની મેળેજ દ્રવપણાને પામી જાય છે (પીગળે છે) ॥ ૪ ॥

લાખના કઠણપણાની શાન્તિ (નાશ) બાળવા રૂપ સ્વભાવવાળા તાપના યોગ સિવાય થઇ શકતી નથી, સૂર્યના પ્રખર તાપના સંયોગમાં તો તે (લાખ) કેવળ શિથિલજ થાય છે; પરંતુ પીગળતી નથી. એ વાત સર્વ પ્રસિદ્ધ છે એમ ચિત્તનો પણ આગળ કહવાતા કામક્રોધ વગેરે સ્વભાવવાળા તપાવનારા સંયોગ સિવાય દ્રવીભાવ (પીગળવું) થતું નથી. ઉત્તેજકપદાર્થોના સંયોગોમાં તો કેવળ શિથિલપણાને પામે છે એ પ્રમાણે તાપક પદનું ગ્રહણ કરવાથી સૂચિત કરેલું છે.

તેજ તાપક પદાર્થોને કહે છે.—

**कामक्रोधभयस्नेहहर्ष शोकदयादयः ।**
**तापकाश्चित्तजतुनस्तच्छान्तौ कठिनन्तुतत ॥ ५ ॥**

ચિત્તરૂપી લાખના કામ, ક્રોધ, ભય, સ્નેહ, હર્ષ, શોક અને દયા વગેરે તાપકો ( પીગળાવનારાઓ ) છે અને તે કામ વગેરે, જ્યારે શાન્ત હોય છે ત્યારે તે ચિત્ત મૂળ સ્વભાવવાળું કઠિણુજ હોય છે ॥ ૫ ॥

તે કામક્રોધ વગેરેનું જુદું જુદું લક્ષણ અને ભેદો આગળ કહેવા શે, જે વિષયમાં કામવગેરેનો ઉદ્રેક ( ઉભરાઇ જવું ) બનેછે, તે વિષયમાં ચિત્તનો દ્રવીભાવ ( પીગળવું ) થાય છે. વળી બીજા વિષ-યોમાં ચિત્તનો સંચાર હોવાને લીધે, કામ વગેરે જ્યારે અન્તલીન બને છે. ત્યારે ચિત્તનું કાઠિન્યજ હોય છે.

દ્રવીભાવ ( પીગળવાના ) થવાના હેતુને કહે છે.

**द्रुते चित्ते विनिक्षिप्तः स्वाकारो यस्तुवस्तुना ।**
**संस्कारवासनाभावनाशनाशब्दभागसौ ॥ ६ ॥**

ચિત્ત જ્યારે પીગલેળું હોય, ત્યારે તેમાં વસ્તુ ( પદાર્થ )ની સાથે જે સ્વાકાર થાય છે. તેનો સંસ્કાર, વાસના, ભાવ, નાશના અથવા એવા શબ્દથી વ્યવહાર થઇ શકે. ॥ ૬ ॥

અને તેથીજ તે સ્વાકારને, વિનાશ પામતા જ્ઞાન વડે ઉત્પન્ન થયેલે| નાર્કિકોએ કલ્પેલો આત્મગુણ ન કહેવાય.

**शिथिलीभावभावन्तु मनोगच्छत्यतापकैः ।**
**न तत्र वस्तु विशति वासनात्वेन किञ्चन ॥ ७ ॥**

થોડા તપાવવાવાળા પદાર્થોનો સંયોગ હોય ત્યારે, મન શિથિલી ભાવપણાને પામે છે; પરંતુ તેમાં કોઇ પણ વસ્તુ ( સંસ્કાર ) નો આવેશ જરા પણ વાસનાપણાથી થઇ શકતો નથી.

આ શ્લોકમાં **तु** એ ઓછા અર્થમાં વપરાયલો છે. **अतापकैः** એટલે થોડા તપાવવાવાળા સૂર્યના પ્રકાશ વગેરે સ્થાનમાં રહેલા વિષયો જોડે મનનો યોગ થાય ત્યારે મનના અવયવો થોડા ઘણા શિથિલપણાને માત્ર પામે છે. માટે શિથિલ થયેલી લાખમાં જેમ, તેમ મનમાં પણ વાસનારૂપી સંસ્કારદ્વારા કોઈ વસ્તુ પેસી શકતી નથી; પરંતુ વાસનાના વિલક્ષણ પણાથી—વસ્તુના આભાસ માત્રથીજ પ્રવેશ કરી શકે છે.

ચિત્તની પીગળેલી અવસ્થામાં વાસના શિથિલ થયેલી થઈ જાય ત્યારે પણ તેમાં વાસનાનો આભાસ હોય છે. એમાં પ્રમાણ કહે છે.

**द्रवतायां प्रविष्टं सत् यत् काठिन्यदशां व्रजेत् ।**
**चेतःपुनर्द्रुतौसत्यामपि तन्नैव मुञ्चति ॥ ८ ॥**

દ્રવાવાસ્થાને પ્રાપ્ત થયેલું ચિત્ત એક વખત કાઠિન્ય–દશાને પામે અને પછી જો પીગળે તો પણ તે તેના સંસ્કારને છોડતું નથી ॥ ૮ ॥

પીગળેલી અવસ્થાને પામેલું ચિત્ત, હિંગળો વગેરેના રંગની બરાબર રંગવાળી લાખનું કઠિણપણું દૂર કરવાથી અને ત્યાર પછી કાષ્ઠ વગેરેનો સંયોગ થતાંજ જેમ તેજ રંગ જેમનો તેમ ભાસે છે; પરંતુ શિથિલપણાને પામેલો રંગ તેવો ભાસતો નથી. તેમજ ચિત્ત જ્યારે પીગળેલું તેજ ફરીથી દ્રવીભાવ થયા સિવાય બીજા વિષયમાં ખેંચાયા છતાં પણ [1]પ્રકાશમાન હોવાથી તે સ્વરૂપ ત્યાગી શકાતું નથી માટે તે વાસના છે. એમ કહેવાય છે, અને શિથિલાવસ્થામાં પ્રવિષ્ટ થયેલું કાઠિન્યાવસ્થા પર્યન્ત રહે છે અથવા રહેતું છતું ચિત્ત જ્યારે બીજા વિષયને પકડતું હોય, ત્યારે તે આભાસનો ત્યાગ થઈ શકતો નથી. માટે તેને વાસના–ભાસ કહેવાય છે. માટેજ જેનું ચિત્ત સર્વથા એક વખતે પીગળેલું હોય અને તેમાં ભગવદાકારતા પેઠેલી હોય ત્યાર પછી તે આકારનું સર્વદા ભાન હોવાથી તે પુરૂષ કૃતકૃત્ય થાય છે એમ કહ્યું.

---

૧ વિષયતાદાત્મ્યથી સ્વસત્તામાં ભાસમાન

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥
(भा० ११ स्क० २ अ० ४५)

જે સર્વ પ્રાણીઓમાં પોતાની ભગવદ્બુદ્ધિને જુએ અને ભગવાન્ સ્વરૂપ પોતામાં સર્વ પ્રાણી માત્રને જુએ તેજ ખરો ભગવદ્ભક્ત કહેવાય છે ॥ ૪૫ ॥

એ પ્રમાણે સર્વભૂતોના અસ્વીકાર પક્ષમાં પણ દ્રવાવસ્થામાં પેસેલી, ભગવદાકારસ્વરૂપમાં પ્રવિષ્ટ થયેલી, વાસનાનોજ પ્રકાશ કરવાથી લાખના રંગની માફક સર્વ પ્રાણીઓમાં ભગવદ્ ભાવના બની શકે છે, **स च भागवतोत्तमः** એટલે કે ભગવદાકાર થયેલો સંસ્કાર પણ નાશવાન્ છે. આ સિદ્ધાન્તથી જ [1]**ब्रह्मविदेवैतादृशः** એ પ્રમાણેનો મત દૂર થયો એમ સમજવું, કારણ કે તે બ્રહ્મવેત્તાને દ્રવાવસ્થાની જરૂરીઆત ન હોવાને લીધે તે (બ્રહ્મવેત્તા) ની ઉત્તમ, મધ્યમ અથવા પ્રાકૃત ભકતોમાં ગણના હોતી નથી. પ્રસ્તુતમાં તો દ્રવાવસ્થાની પરિપુષ્ટિ થયે છતે '**सर्वभूतेषु यः पश्येत्**' સવ પ્રાણીઓમાં જે ભગવાન્ જુએ છે, એ અવસ્થામાં ભગવજ્જનોમાં ઉત્તમ કહ્યો. **ईषद्द्रवावस्था** એટલે કે થોડી ઘણી દ્રવાવસ્થામાં તો વાસનાભાસ વડે કરીને તદાકાર થઇ પુનરૂત્થિતિને પામે છે.

ईश्वरे तदधीनेषु बालिशेषु च द्विषत्सु च ।
प्रेममैत्रीकृपोपेक्षा यः करोति स मध्यमः ॥
(भा. ११ स्क० २ अ० ४६)

ઇશ્વરમાં પ્રેમ, ઇશ્વરાધીન ભકતોમાં મૈત્રી, બાલસ્વભાવ વાળાઓમાં કૃપા અને દ્વેષ કરનારાઓમાં ઉપેક્ષા, (બેદરકારી) જે કરે છે તે મધ્યમ કહેવાય છે. એમ કહ્યું. આવી અવસ્થા કહેવાનું કારણ કે આગળ તેને દ્રવાવસ્થા ઉત્પન્ન થવાની છે.

પરંતુ જેના ચિત્તમાં દ્રવાવસ્થાથી પુષ્ટ થયેલાની માફક થોડી પણ અવસ્થા ઉત્પન્ન નથી થઇ; પરંતુ પોતે તેજ અવસ્થાની પ્રાપ્તિને માટે ભાગવતધર્મોનું અનુષ્ઠાન શ્રદ્ધાથી કરતો હોય તે કાઠિન્યાવસ્થાના વિનાશની સામગ્રીની ઉણપવાળો છે તેમ સમજવું.

---

૧ બ્રહ્મને જાણનારોજ આવો હોઇ શકે, એવો મત.

**अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते ।**
**न तद्भक्तेषु चान्येषु स भक्तः प्राकृतःस्मृतः ॥**

( भा. ११ स्क० २ अ० ४७)

જે હરિ-પરમાત્માની પૂજા વખતે. શ્રદ્ધાવડે પૂજાની ચેષ્ટા કરે છે તે પરમાત્માના બીજી રીતિના ભકતોમાં ગણાતો નથી; પરંતુ તે પ્રાકૃતભક્ત કહેવાય છે. એ પ્રમાણે કહ્યું **प्रकृतिः**—એટલે આરંભ અને તેમાં રહેનાર તે **प्राकृतः** કહેવાય એટલે કે હાલમાં જેણે ભક્તિ રૂપી સાધનના અનુષ્ઠાનનો પ્રારંભ કરેલો છે તે પ્રાકૃત કહેવાય. આ દ્રવાવસ્થાનેજ. પ્રણય, અનુરાગ, સ્નેહ વગેરે શબ્દોથી પણ સંબોધે છે. જેમ—

**विसृजति हृदयं न यस्य साक्षा—**
**द्धरिरवशाभिहितोऽप्यघौघनाशः ॥**
**प्रणयरशनया धृतांघ्रिपद्मः ।**
**स भवति भागवत प्रधान उक्तः ॥**

( भा. ११ स्क. २ अ. ५५ )

પ્રેમ રૂપી બંધનથી જેણે પરમાત્માના ચરણકમળને હૃદયમાં રાખેલું છે. જેના પાપોનો નાશ થયેલો છે એવા ભક્તના હૃદયને સાક્ષાત હરિ પણ સ્વાધીન થયેલા છે તે પુરૂષ ભાગવતજનોમાં ઉત્તમ કહેલો છે.

( भा. ११ स्क० २ अ० ५५ )

પ્રણય એટલે દ્રવાવસ્થા તેજ રશના એટલે કે દોરડાની માફક બાંધવાનું સાધન, તે દ્રવાવસ્થામાં પ્રવિષ્ટથયેલાનું ફરી વખત તે અવસ્થામાંથી બહાર આવવું બનતું નથી. દ્રવાવસ્થામાં પ્રવિષ્ટ થયેલા, ભગવતની સમાન જ્ઞાનવાળા ત્રણ પ્રકારના હોવાથી ઉત્તમ ભાગવત પણ ત્રણ પ્રકારના છે, તેમાં પ્રપંચ ( માયા ) ના સત્યપણાની ભાનવાળા પહેલાને વર્ણવે છે:—

खं वायुमग्निं सलिलं महीञ्च
ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ।
सरित्समुद्रांश्च हरेः शरीरम्
यत् किञ्चभूतं प्रणमेदनन्यः ॥

( भा. ११ स्क० २ अ० ४१ )

આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથિવી, નક્ષત્રો, પ્રાણીઓ, દિશાઓ' વૃક્ષો, નદીઓ, સમુદ્રો વગેરે જે કાંઈ જોવામાં આવે તેને હરિનું શરીર જાણીનેજ તે નમે છે.

આથી પ્રાકૃત ભાગવતોત્તમ કહ્યો. હવે પ્રપંચમાં મિથ્યાપણાના જ્ઞાનવાળા બીજાને વર્ણવે છે—

तस्मादिदं जगदशेषमसत्स्वरुपम् ।
स्वप्नाभमस्तधिषणं पुरुदुःखदुःखम् ॥
त्वय्येव नित्यसुखबोधतनावनन्ते ।
मायात उद्यदपि यत् सदिवावभाति ॥

( भा. १० स्क० १४ अ० २२ )

હે ભગવન્! તારી યોગમાયાનો પ્રભાવ અમારાથી અજ્ઞેય છે. માટે આ અખિલ જગત્ અસત્– (ખોટા) સ્વરૂપવાળું સ્વપ્નાની માફક ભાસનારૂં છે કે જેના કારણની શોધમાં બુદ્ધિ કુંઠિત થાય એવું અને અત્યન્ત દુઃખના દુઃખોથી ભરેલું છે. હે ભગવન્! નિત્ય સુખરૂપ અને જ્ઞાનસ્વરૂપ તથા અનન્ત સ્વરૂપ એવા તમારામાંજ માયા થકી ઉદય પામતું આ જગત્ વાસ્તવિક સત્ય ન હોવા છતાં પણ સત્‌ની માફક ભાસ્યા કરે છે. આથી મધ્યમભાગવત (ભકત) કેવો હોય તે વર્ણવ્યું, હવે ત્રીજાને બન્ને પ્રકારે પણ પ્રપંચના જ્ઞાનથી રહિત છે એમ વર્ણવે છે.

ध्यायतश्चरणाम्भोजं भावनिर्वृत (र्जित) चेतसा ।
औत्कण्ठ्याश्रु कलाक्षस्य हृद्यासीन्मेशनैर्हरिः ॥
प्रेमातिभरनिर्भिन्न—पुलकाङ्गोऽतिनिर्वृतः ।
आनन्दसम्प्लवेलीनो नापश्यमुभयं मुने ! ॥

( भा० १ स्क० ६ अ० १७।१८ )

ભાવવડે કરીને શુદ્ધ થયેલા ચિત્તથી ચરણુ કમલનું ધ્યાન કરતા અને ઉત્કંઠપણાના અશ્રુથી પુર્ણ છે ચક્ષુઓ જેની એવા મારા હૃદયમ હરિએ વાસ કર્યો.

પ્રેમના અત્યન્ત ભારવડે ઉદ્દીપ્ત રોમાંચ જેના અંગમાં છે એવે અને અત્યન્ત શાન્ત, વળી આનન્દસાગરમાં લીન થયેલો હું, બન્ને વસ્તુઓને જોઇ શકયો નહી.

આનાથી ઉત્તમ એવા ભાગવત જનને સાધન અને અભ્યાસના પરિપાકથી ઉત્તમ ભૂમિકાનો લાભ થયો છે એમ વર્ણ્વ્યું. દ્રવાવસ્થામાં પ્રવિષ્ટ થયેલા વિષયાકારને નષ્ટ ન થતો માનીએ ત્યારે 'स्थायि' શબ્દ પણ મુખ્યજ મનાય પારિભાષિક નહી એમાં પ્રમાણ કહે છે:—

**स्थायिभावगिरातोऽसौ वस्त्वाकारोऽभिधीयते ।**
**व्यक्तश्च रसतामेति परानन्दतया पुनः॥ ९ ॥**

સ્થાયી ભાવ શબ્દવડે, આ વસ્તુ આકારનું કથન થાય છે. અને વ્યક્ત છતો પરમાનન્દ પણાથી રસપણાને પામે છે ॥ ૯ ॥

વિભાવ અનુભાવ અને વ્યભિચારી સંયોગ વડે સ્પષ્ટ થયેલો સ્થાયીભાવજ સભ્ય અને અભિનેય (નાટય) ના ભેદના છુપાવાથી સભ્યના હૃદયમાં રહેલો છતો પરમાનન્દના સાક્ષાત્કાર રૂપથી રસપણાને પામે છે એવી રસજ્ઞોની મર્યાદા છે.

આચાર્ય ભરતજીએ પણ કહ્યું છે:—

'विभावानुभाव व्यभिचारिसंयोगाद्रसनिष्पत्ति' रिति । વિભાવ, અનુભાવ અને વ્યભિચારી સંયોગથી રસ અભિવ્યકત થાય છે. એટલા માટે ભકિત પણ રસયુકત છે. એમ કહેવા માટે સ્થાયી ભાવનું નિરૂપણ કરવામાં આવે છે.

[1]સ્થાયિભાવરૂપ રસના સ્વરૂપની ઉપ[2]પત્તિને માટે પરમાનન્દ સ્વરૂપનું ઉપપાદન ગ્રન્થકાર કરે છે:—

૧ નિરન્તરરહેવાનાસ્વભાવવાળો. ૨ પ્રતિપાદન કરવાની યુક્તિ.

**भगवान् परमानन्दस्वरूपः स्वयमेवहि ।**
**मनोगतस्तदाकाररसतामेति पुष्कलम् ॥ १० ॥**

ભગવાન પોતેજ પરમાનન્દ સ્વરૂપ છે અને જ્યારે મનમાં અભિવ્યક્ત થાય છે ત્યારે અત્યન્ત પરમાત્માના આકાર રૂપ રસપણાને પણાને પામે છે. ૧૦.

[1]ઉપાધિની અંદર રહેતું હોવાથી પ્રતીયમાન થતું બિમ્બજ પ્રતિબિમ્બ કહેવાય છે. પરમાનન્દસ્વરૂપ ભગવાન મનમાં પ્રતિબિમ્બિત થયેલા છતા સ્થાયીભાવપણાને પામીને રસ પણાને પામે છે એ પ્રમાણે ભક્તિરસનું પરમાનન્દ સ્વરૂપ છે, એ વાત નિર્વિવાદ છે.

આ લમ્બન વિભાવ અને સ્થાયિભાવનું ઐકય માની નહી શકાય, કારણ કે બિમ્બ અને પ્રતિબિમ્બ રૂપી ભેદ ઇશ્વર અને જીવના ભેદની માફક વ્યવહારસિદ્ધ છે.

તો એવી રીતે પરમાનન્દસ્વરૂપ ભગવાનના આકાર ના સ્થાયિભાવપણાથી ભક્તિરસનું પરમાનન્દ સ્વરૂપ હોય; પરંતુ સ્રી વગેરે પદાર્થોમાં રહેનારા શૃંગાર વગેરે રસો તેવા ન હોવાને લીધે તે રસોની પરમાનન્દ સ્વરૂપતા કેમ સંભવી શકે ?

એટલા માટે કહે છેઃ—

**कान्तादिविषयेऽप्यस्ति कारणं सुखचिद्घनम् ।**
**कार्याकारतयाभेदेऽप्यावृतं मायया स्वतः ॥ ११ ॥**

સ્રી વગેરે ( રસોપલબ્ધિસ્થાન ) પદાર્થોમાં સુખ, ચિત્ અને ઘન સ્વરૂપ કારણ છે; પરંતુ તે સ્વતઃ માયાથી કાર્યના આકાર પણાથી ભેદ હોવા છતાં પણ આવૃત થયેલું ( ઢંકાયેલું ) હોય એમ દીસેછે. ૧૧

“ **आनन्दाद्धयेव खल्विमानि भूतानि जायन्ते** ” “**आनन्देन जातानि जीवन्ति** ” **आनन्दं प्रयन्त्यभिसंविशन्ति** ’ ( तै । उ० । भृ० । व० । ३ । ६ । अनु० । २ । ३ । ४ । આનન્દ સ્વરૂપથીજ આ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે;

૧ અધિષ્ઠાન વસ્તુ.

આનન્દથી ઉત્પન્નથયેલાં જીવે છે અને પુનઃ આનન્દમાં જ લીન થાય છે. એ વગેરે શ્રુતિથીજ પરમાનન્દ સ્વરૂપ બ્રહ્મ, જગતનું ઉપાદાન છે એમ પ્રતિપાદન કર્યું "**जन्माद्यस्य यतः**" ) ( ब्रह्मसू० १ अ० । १ पा० सू० २ । જે પરમાત્મા થકી આ સચરાચર જગતના ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય થાય છે તેજ બ્રહ્મનું સ્વરૂપ છે, એ ન્યાયથી તેમજ નિર્ણય કરેલો છે. વળી જે કાંઇ કાર્યરૂપે પ્રતીત થાય છે તે સર્વ તેના ઉપાદાન ( મૂળ કારણ ) થી અભિન્ન છે. જેમ કે ઘડો એ માટીથી જુદો નથી તેમજ સર્વત્ર આ બધું કાર્ય દેખાય છે તે, કારણથી કોઇ પણ રીતે જુદું તો નથીજ '**सर्व्वं खल्विदं ब्रह्म**' ( छा० ३ अ० १५ खं । १ ) આ બધું ખરેખર બ્રહ્મસ્વરૂપજ છે ' **इदं सर्वं यदयमात्मा** ' આ બધું જે કાંઈ છે તે પરમાત્મા સ્વરૂપજ છે.

' **सदेवसोम्यइदमग्रआसीत्** ' હે સોમ્ય આ બધું સતસ્વરૂપજ છે વગેરે શ્રુતિઓએ પણ નિર્ણય કરેલો છે અને પ્રતિપાદન પણ તેમજ થયું છેઃ—' **तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः** ' ब्र० सू० २ अ० १ पा. १५सू० શ્રુતિઓમાં આરંભણ શબ્દોના ઉચ્ચારથી તે બધું આ અનન્યત્વવાળું અભિન્ન—સ્વરૂપજ છે એ બધું શ્રુત્યુક્તયુક્તિઓથીજ પ્રતિપાદન થયું છે.

એવું હોવા છતાં પણ અખંડ, અદ્વિતીય આનદસ્વરૂપના આકાર થી તેમાં જે ભાન થતું નથી તેમાં બે હેતુ છે એક તો માયા અને બીજું નિમિત્ત કારણ, અથવા આવરણ અને વિક્ષેપ એવાં બે કારણો છે એમ બે કારણો છે માટે ઉપરના મૂલના શ્લોકમાં કહ્યું કે—**कार्येति** ।

કાર્ય ન હોય છતાં પણ તેનું કાર્યના આકારથી ભાન થવું તે વિક્ષેપ અને અખંડાનંદ સ્વરૂપથી પોતમાં ભાસ ન થવો તે આવરણ કહેવાય

કહ્યું છે કેઃ—

**ऋतेऽर्थं यत्प्रतीयेत न प्रतीयेत चात्मनि ।**
**तद्विद्यादात्मनो मायां यथाभासो यथातमः ॥ इति ।**

( भा. २ स्क० ९ अ० ३३ )

પદાર્થ સિવાય જે કાંઇ પ્રતીત થતું હોય અને આત્મામાં જેનું ભાન ન થતું હોય, તે વસ્તુને આત્માની માયા ( અજ્ઞાન ) જ સમજવી જેમ કે આભાસ–પ્રકાશ–પોતાની મેળેજ પ્રસિદ્ધ થાય છે. પરંતુ તેનો અભાવ સ્વરૂપ અંધકાર, એ કોઈ વસ્તુજ નથી.

તો પછી તેનું ભાન કેમ થઇ શકે ?—

**सदज्ञानञ्च तद्ब्रह्म मेयं कान्तादिमाननः ।**
**मायावृत्तितिरोधाने वृत्त्या सत्वस्थया क्षणम् ॥१२॥**

વિદ્યમાન છતાં અજ્ઞાત અવસ્થામાં રહેલું તે. માયવૃત્તિ છીપાઈ જવાથી ( ચિત્તની એકાકાર અવસ્થાથી ) ક્ષણભર થયેલી સાત્વિક વૃત્તિવડે. સ્ત્રી વગેરે પદાર્થોમાં રહેલા સુખ ચિદઘન સ્વરૂપ પરમાત્માનું અનુમાન થઈ શકે છે ॥ ૧૨ ॥

કારણ કે સર્વે પ્રમાણોનું પ્રામાણ્ય અજ્ઞાતના જ્ઞાપકપણામાં રહેલું હોય છે. તે મ ન માનીએ તો સ્મૃતિપણ એક પ્રમાણ તરી કે ગણી શકાય; પરંતુ ન્યાયશાસ્ત્રમાં સ્મૃતિ એ એક બુદ્ધિનો ભેદ છે અને તે વાતને પ્રાયઃ સર્વે દર્શનકારો કબૂલો છે. પ્રસ્તુતમાં અજ્ઞાત જે વસ્તુ છે તે,પોતાના પ્રકાશપણાથી ભાસમાન ચૈતન્યજ છે.જડવસ્તુ નહી કારણ કે તેમાં પ્રમાજ્ઞાનનો પ્રસંગ ન હોવાથી આવરણ રૂપી કાર્યજ સંભવી શકતું નથી. એટલા માટે સ્ત્રી વગેરે પદાર્થોમાં રહેલાં પ્રમાણો, અજ્ઞાત–જ્ઞાપક હોવાથી પ્રમાણપણું સિદ્ધ કરવા માટે તે ( વિષયગત સુખ ચિદ–ઘનાકારતા ) અને તદ્દયુક્ત ચૈત્યનનેજ વિષય કહેવો જોઇએ. નહી તો તે વિષયોમાં મનાતું ચૈતન્ય ઘટી શકે નહી, તેમજ સાત્વિકી વૃત્તિવડે પ્રમાણથી થયેલા અપરોક્ષ ( પ્રત્યક્ષ ) જ્ઞાન થતાં વૃત્તિના આવરણનો તિરોભાવ થાય, ત્યારે તે કાન્તાદિવિષય ગત ચૈતન્ય, તે વિષયવાળા ચૈતન્યયુક્ત થતું છતું ભાસે છે. વસ્તુતઃ પરમાનન્દ સ્વરૂપ વિષયને અવલમ્બી ભાસતા ચૈતન્યયુક્ત ચૈતન્ય સ્વરૂપના અભાનથી તે વિષય-ગત ચૈતન્યના સ્વરૂપની જલદી મુક્તિ પણ નથી અને તે સ્વરૂપનો ભંગ પણ નથી.

તેથી શું સિદ્ધ થયું.—

**अतस्तदे भावत्वं मनसि प्रतिपद्यते ।**
**किञ्चिन्न्यूनांच रसतां याति जाड्यविमिश्रणात् १३**

એટલા માટે તેજ ભાવ મનમાં પ્રાપ્ત થાયછે અને જાડ્યપણાના મિશ્રણથી કાંઇક થોડી રસતાને પામે છે ॥ ૧૩ ॥

વિષયાવચ્છિન્ન ( યુક્ત ) ચૈતન્યજ દ્રવાવસ્થાને પામેલા મનની વૃત્તિદ્વારા રૂઢ થયેલું હોવાથી આવિર્ભાવિપણાને પામીને રસતાને પામે છે. એ પ્રમાણે લોકકરસ ( કાન્તાદિ પદાર્થોમાંનો ) નું પણ પરમાનન્દ સ્વરૂપ માનવામાં કાંઇ અયુક્તિ તો નથી જ, માટે સંસર્ગ વિનાના ચિદાનન્દ ઘનસ્વરૂપ ભગવાનના સ્ફુરણથી ભક્તિરસમાં આનન્દનું અત્યન્ત આધિકય (વધારે પણું ) પ્રાપ્ત થાય છે. લૌકિક મર્યાદાવાળા પદાર્થો, યુક્તચિદાનન્દના અંશનું સ્ફુરણ થતાંજ ત્યાં આનંદની ન્યૂનતા માત્ર ભાસે છે. માટે ભકિત રસજ લૌકિક રસની બેદરકારી કર્યા સિવાય સેવવો જોઇએ એમ સિદ્ધ થયું.

**इति वेदान्तसिद्धान्तस्थापिना रसतोदिता ।**
**साङ्ख्यसिद्धान्तमाश्रित्याप्यधुना प्रतिपद्यते ॥१४॥**

એ પ્રમાણે વેદાન્ત–સિદ્ધાન્તનું સ્થાપન કરનારા નિર્ણય વડે રસતાનું પ્રતિપાદન થયું, હવે સાંખ્ય સિદ્ધાન્તોનો આશ્રય લઇને પ્રતિપાદન કરવામાં આવે છે—

સ્થાયિ—( સ્થિર ) ભાવની રસતા એમ અનુસન્ધાન કરી લેવું, અને એજ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવા માટે સાંખ્ય–સિદ્ધાન્તનું વ્યુત્પાદન કરે છે.

**तमोरजःसत्त्वगुणा मोहदुःखसुखात्मकाः ।**
**तन्मयीप्रकृतिर्हेतुः स[illegible] ॥ १५ ॥**

મોહ, દુઃખ અને સુખને ઉત્પન્ન કરનારા અનુક્રમે તમ, રજ અને સત્ત્વ એમ ત્રણ ગુણો છે અને ત્રણ ગુણોથી ભરપુર પ્રકૃતિ ( માયા )

એ આ દૃશ્યમાન પ્રપંચનું કારણ છે અને જે કાંઇ કાર્ય દેખાય છે તે પણ [1]પ્રકૃતિમય છે.

તેમજ સાંખ્ય શાસ્ત્રકારો પણ એ પ્રમાણે કહે છે કે સર્વે પદાર્થો સુખદુ:ખ અને મોહને ઉત્પન્ન કરાવનાર સ્વભાવવાળા હોઇ એક સરખી જ પ્રકૃતિવાળા છે. કેમકે સર્વે પદાર્થોમાં સુખ દુ:ખ કે મોહજ પ્રતીયમાન થાય છે. અને જે પદાર્થો જે સ્વભાવથી પ્રતીત થતા હોય તે પદાર્થોને તે સ્વભાવવાળી સરખી પ્રકૃતિ યુક્ત માનવા એવી વ્યાપ્તિ છે. જેવા કે મૃત્તિકાસ્વભાવથી પ્રતીત થતા મૃત્તિકાની સરખી પ્રકૃતિ-વાળા ઘડા અને શરાવ ( કુંડી ) વગેરે [2]અનુગત કારણથી કોઇ જુદીજ જાતિનો સ્વીકાર શાસ્ત્રોમાં આદરને પાત્ર નથી. ઘટત્વરૂપ [3]જાતિ સાથે આ નિયમનો વ્યભિચાર થશે, એમ શંકા કરવી નહીં. સુખ દુ:ખ અને મોહ સ્વાભાવથી આ સર્વેની પ્રતીતિ થાય છે માટે આ બધા સુખ દુ:ખ મોહ સ્વભાવવાળાજ છે, એ પ્રમાણેના અનુમાનથી પદાર્થો માત્રની સુખ દુ:ખ મોહ રૂપ પ્રકૃતિ ( સ્વભાવ ) છે, એમ સિદ્ધ થયું. તેઓમાં જે સુખ, તે સત્વ પ્રકૃતિવાળું છે, જે દુ:ખ થાય છે તે રજોગુણનું પરિણામ છે અને જે મોહ અથવા ખેદ થાય છે તેને તમોગુણનું પરિણામ કહી શકાય. માટે પ્રકૃતિ ત્રિગુણાત્મિકા છે એમ સિદ્ધ થયું.

ન્યાય મતમાં પરમાણુઓ નિત્ય હોવાથી બ્રહ્મ અને પરમાણુઓ એમ બે પદાર્થો હોઇ શકે નહી. પરમાણુવાદમાં કાર્ય અને કારણનો ભેદ માનેલો હોવાથી અને પરમાણુઓ અતીન્દ્રિય હોવાથી પરમાણુ-સ્વભાવથી કોઇ પણ પદાર્થની પ્રત્યક્ષપ્રતીતિસંભવી શકે નહી. તેમજ પરમાણુઓના સ્વીકારમાં પ્રમાણ ન હોવાથી, સૃષ્ટિના પ્રારંભ સમયના કાર્યના ઉપાદાન ( અભેદ સંબંધથી રહેનારા ) કારણનું અનુમાન

૧ વિષમાવસ્થાપન્ન વિકારવાળી પ્રકૃતિ. ૨ એક સરખી રીતે પ્રતીત થતું. ૩ નિત્ય હોય અને અનેક વ્યક્તિમાં સમવાય સંબંધથી રહેતી હોય તે જાતિ કહેવાય. જેમકે ઘડામાં ઘડાપણું જાણવાથી સર્વે ઘડાનું ભાન બીજા પરિચાયક વિના પણ હોઈ શકે તે જાતિ.

પણ સહેલા તર્કની સહાયથી એકજ ઉપાદાન વિષયક હોવાથી "પૃથ્વી વગેરે કાર્ય, કર્તાવાળું હોવું જોઇએ, ઘટની માફક કાર્ય હોવાને લીધે" અને તેનો કર્ત્તા ઇશ્વર એકજ છે એ અનુમાનથી જેમ ઇશ્વર સિદ્ધિ થાય છે તેમ કાર્ય અને કારણનો અભેદ સ્વીકારીએ તો પણ જગતનું બ્રહ્મ સ્વરૂપે પ્રતીત થવું સંભવતું નથી.

બ્રહ્મ એ સર્વે લૌકિક પ્રમાણોનો અવિષય છે. એમ સ્વીકારેલું છે. સદ્રૂપથી બ્રહ્મ પણ, સર્વ પ્રમાણગમ્ય છે. તેમજ બ્રહ્મ (સત્) સ્વરૂપે કાર્ય તો પ્રતીત થયા જ કરે છે. એમ જો હોય, તો તે પક્ષમાં કહેવાય છે કે આ પ્રસંગવિનાના તાંડવનૃત્યની માફક શું વળવાનું છે. કારણ કે બ્રહ્મમાં તો કોઇ જાતનો વિશેષ, અથવા તેની સમાન બીજો કોઇ ન હોવાથી નાના પ્રકારના રૂપોનો તેમાં અસંભવ છે એમ સાંખ્ય શાસ્ત્રકારોનું માનવું છે.

કાર્યના હોવાથી જેમ કારણનું અનુમાન કરવામાં આવે છે. તેમાં જે આપે હેતુ બતાવેલો છે તે અસિદ્ધ છે,કારણ કે સુખ,દુઃખ અને મોહ એતો અન્તઃકરણ દ્વારા અનુભવાતા અંદરના પદાર્થો ઠર્યા,તો પછી [૧]બાહ્ય ઘટની સાથે તેનો તાદાત્મ્ય (અભેદ) સંબંધ કેમ સંભવી શકે ? અથવા આ વાત બનવા જોગ છે કે સર્વે વસ્તુઓ (પદાર્થો) સર્વ પ્રમાતા પ્રત્યે ત્રણ આકારથી પ્રસિદ્ધિમાં આવી શકે ! એટલા માટે કહે છે—

**त्रिगुणात्मकमेकैकं वस्तु त्र्याकारमीक्ष्यते ॥**
**निजमानससङ्कल्पभेदेन पुरुषैस्त्रिभिः ॥ १६ ॥**

પ્રત્યેક વસ્તુ ત્રિગુણાત્મક છે અને ત્રણ પ્રકારના પુરૂષો વડે તે પોતાના મનના સંકલ્પના જુદા (ભેદ) પણાથી ત્રણ પ્રકારે જોઇ શકાય છે ॥ ૧૬ ॥

આન્તર અને બાહ્ય પદાર્થોનો તો તાદાત્મ્ય (અભેદ) સંબંધ થઈ શકતો નથી. બાહ્યપદાર્થોનુંજ મનમાં પ્રતિબિમ્બિત થવાને લીધે અન્તર્વર્તિત્વ સ્વીકારેલું છે, સર્વે વસ્તુઓ પ્રત્યે પ્રત્યેક વ્યકિતને

૧ બહાર રહેલા.

સરખુંજ ભાન થાય એવો કાંઈ સાધારણ નિયમ નથી, કારણ કે વસ્તુનું ભાન થવામાં તે તે વ્યકિતની વાસનાને પણ સહકારિકારણ મનાય છે. અને તેજ ઉદાહરણ તરી કે અપાય છે.

**कामिन्याःसुखता भर्त्रा, सपत्न्या दुःखरूपता ॥**
**तदलाभात्तथान्येन, मोहत्वमनुभूयते ॥ १७ ॥**

કામિની ( સ્ત્રીની ) સુખરૂપતા તેણીનો ધણી અનુભવી શકે છે. પરંતુ તેણીની સપત્ની ( શોક ) ને તે દુઃખરૂપ છે અને તેની તેજ કામિની નહી મળવાથી બીજાઓવડે મોહપણું અનુભવાય છે ॥ ૧૭ ॥

પોતાના પતિપ્રત્યે સ્ત્રીનો સત્ત્વાંશજ પ્રકટી આવે છે અને સપત્ની પ્રત્યે તો રજો ગુણનું દર્શન થાય છે. અને તેણીની પ્રાપ્તિની ઇચ્છા કરતા; પરંતુ તેણીને નહી પ્રાપ્ત કરતા અન્ય જન પ્રત્યેતો તમોઽંશજ ઉદ્દભવે છે. એટલે કે ક્રમે કરીને પતિ, સપત્ની અને તેને પ્રાપ્ત નહી કરનારા અન્ય જનોમાં સુખ, દુઃખ અને ખેદનોજ પ્રાદુર્ભાવ થાય છે. માટેજ વ્યવસ્થા બની શકે છે કે વાસના—ભેદવડે એકજ વસ્તુમાં અનેક પ્રકારના અનુભવો થાય છે. અને ભટ્ટાચાર્ય મહાશયજીએ પણ આ ભેદ સ્વીકાર્યો છે કે.—

' **परिव्राटकामुकशुनामेकस्यां प्रमदातनौ कुणपः कामिनीभक्ष्य** ' **मितितिस्रोविकल्पनाः ।** એટલે કે એકજ પ્રમદાના શરીરમાં સંન્યાસીને તુચ્છ બુદ્ધિ—કામીને ભોગ્ય—સ્ત્રી—બુદ્ધિ અને શ્વાનને ભક્ષ્ય બુદ્ધિ એમ ત્રણે વ્યકિતઓને પોતપોતાની વાસના પ્રમાણે જુદી જુદી બુદ્ધિ ઉત્પન્ન થાય છે માટે સિદ્ધ થાય છેઃ—

**एवं सति सुखाकारः प्रविष्टो मानसे यदा ।**
**तदासस्थायिभावत्वं प्रतिपद्यरसो भवेत् ॥ १८ ॥**

એ પ્રમાણે સિદ્ધ થયું ત્યારે મનમાં જ્યારે સુખાકાર ( સુખ—આનંદનું સ્વરૂપ ) પ્રવિષ્ટ થાય ત્યારે, તે સ્થાયિભાવને પામીને રસ બને છે ॥ ૧૮ ॥

ક્રોધ વગેરે સ્વભાવ પણ રજ અને તમના મિશ્રણપણાના ઉદ્રેકરૂપી બન્ધનવાળો હોઈ, ચિત્તની દ્રવાવસ્થા પ્રત્યે ફલિત થતો હોવાથી

'**सुखमयत्वम्**' સુખના આધિકયવાળો છે, એવો અભિપ્રાય સમજવો,દ્રવીભાવ એ સત્વગુણનો ધર્મ હોઇ તેના વિના સ્થાયીભાવનો અસંભવ છે અને સત્ત્વગુણ એ સુખરૂપ હોવાથી સર્વે પદાર્થો યદ્યપિ સુખમય હોવા છતાં પણ રજ,અને તમના અંશ મિશ્રણોથી સુખનું ઓછાપણું અથવા અધિકતા છે એમ સમજી લેવું. માટેજ [1]સર્વે રસોમાં [2]તુલ્ય–સુખનો અનુભવ થતો નથી, એ બધું આગળ ઉપર સ્પષ્ટ કરવામાં આવશે.

આ પ્રસંગમાં તાર્કિક લોકોનું માનવું છે કે નિત્ય અને નિરવયવ એવા અણુપરિમાણ [3]મનનો સાવયવ ( અવયવવાળા ) ના દૃષ્ટાન્તથી દ્રવીભાવદ્વારા વિષયાકારમાં પરિણામ કેમ સંભવી શકે ? કારણ કે જે પદાર્થ અવયવ રહિત છે. તેની વૃદ્ધિ અથવા તેમાં ઉણપ એ કેમ બની શકે ? માટે ઉપર કહેલા સ્થાયિભાવનું નિરૂપણ અસંગત છે.

તેવા સિદ્ધાન્તમાં કહી શકાય કે.—

**परमाण्वेकरूप[illegible] चित्तं न विषया[illegible]ते ॥**
**इत्याद[illegible]षामप्रामाण्यादुपेक्षितम् ॥ १०. ॥**

ચિત્ત એ પરમાણું (નિરવયવ) અથવા એક સ્વભાવવાળું છે.તેમજ વિષય સ્વરૂપમાં પરિણામ પામનારૂં પણ નથી.

એ પ્રમાણે જે કાંઇ અન્યોનો મત છે, તેમાં કાંઇ પણ પ્રમાણ ન હોવાથી ઉપેક્ષા કરાયલોજ સમજવો ॥ ૧૯ ॥

મૂળમાં '**इत्यादि**' એમ આદિ પદ સ્વીકારેલું હોવાથી, મન વિભુ ( વ્યાપક ) છે એ પ્રમાણેનો પ્રાભાકર ( મિમાંસકો ) નો, અને એક જ્ઞાનનો તે ક્ષણમાં નાશ થાય પછી તુરતજ તેવું ને તેવું જ્ઞાન થાય માટે મન એ ઉત્તર જ્ઞાનમાં કારણ છે, એવો જે બોદ્ધાનો મત છે. એમ આદિ પદથી સમજાય છે; પરંતુ તે મતો આદર પાત્ર નથી. કારણ કે—

ભાવાર્થ આવો છે કે મન એ જ્ઞાન પ્રાપ્તિમાં સાધન હોવાથી જેમ પરમાણુની માફક મનાય છે, તેમજ મન એ ઇન્દ્રિય હોવાથી ચક્ષુ

૧ નવરસોમાં. ૨ એક સરખા સુખનો. ૩ **साक्षात्कारे सुखादीनां करणं मन उच्यते । अयौगपद्यात्ज्ञानानां तस्याणुत्वमिहेष्यते ॥ न्या० मु० ॥८५॥**

રિન્દ્રયની માફક મનના મધ્યમપરિમાણનું અનુમાન થઇ શકે છે. માટે મનના અણુપરિમાણને માનવામાં એવો કોઇ ઉત્કૃષ્ટ હેતુ જણાતો નથી.

તેમજ આકાશ એ નિત્ય હોવાથી તેનું ઇન્દ્રિય જે શ્રોત્ર, તે જેમ નિત્યેન્દ્રિય માની શકાય. તેની માફક બુદ્ધિત્વના અનુમાનથી મનને પણ નિત્ય માનવાનો પ્રસંગ આવી પડે; પરંતુ આકાશનુંજ નિત્યત્વ જ્યાં અસિદ્ધ છે ત્યાં તેના કાર્યરૂપ શ્રોત્રેન્દ્રિયની નિત્યતા કયાંથી સંભવી શકે! માટે કાર્યરૂપ શ્રોત્રનું તો કોઈ કાળે નિત્યત્વ જેમ સિદ્ધ થઇ શકતું નથી તેમજ ઉત્પન્ન થયેલી વસ્તુનું વ્યાપકપણું પણ હોઈ શકતું નથી, માટે મધ્યમપરિણામવાળા મનના અનુમાનનો શ્રોત્રની સાથે [1]વ્યભિચાર થયો એમ ન કહી શકાય કારણ કે એવો નિયમ છે કે—'જે ઈન્દ્રિય જે ગુણોનું ગ્રાહક હોય તે ઇન્દ્રિયનું જ્ઞાન તેના ગુણના જ્ઞાનની માફક હોય છે' જેમ ચક્ષુ વગેરેનું ચક્ષુથી ગ્રાહ્ય જે રૂપ (ગુણ) ની માફક ઓછા વત્તા પણું સાધી શકાય છે, તેમ મન પણ પંચમહાભૂતનું ગ્રાહક હોવાને લીધે મહાભૂતોના અંશવાળું હોવું જોઇએ એવો નિશ્ચય હોવાથી મનથી ગ્રાહ્ય ગુણ (ભૂત) વાળી વસ્તુ—પદાર્થમાંજ કોઇ પણ વિશેષ ન હોવાને લીધે 'ભૂતોથી આરંભવાપણું' (**भूतारम्यत्वम्**) સાધવું જોઇએ.

વિજાતીય પદાર્થોનું આરંભક મન નહી હોઇ શકે. એજ [2]વિશેષ મનમાં રહેલો છે તે સિદ્ધાન્ત ન માની શકાય, કારણ કે સોનાના તાર, કપડું વણવાના મોટાં સૂત્રો અને કપાસના સૂત્રો એમ ત્રણે જાતના વિજાતીય પદાર્થોથી એક પટરૂપ કાર્ય થતું આપણી નજરે પડે છે.

આ અવસ્થામાં મનના અવયવિપણાનો અંગીકાર ન કરીએ તો બીજે સ્થળે પણ તેવા અનંગીકારનો સંભવ હોવાથી મનના અવયવિપણાની ચર્ચાનેજ છોડી દેવાનો પ્રસંગ આવી પડશે; માટે પંચીકરણને નહી પામેલા પંચમહાભૂતનો આરંભ કરવાવાળું સત્ત્વ પ્રધાન, અને વિકાસ સ્વભાવવાળું સ્વચ્છ દ્રવ્યચક્ષુની માફક મૂર્તદ્રવ્યના અભિઘાતને યોગ્ય એવા શરીર જેટલા પરિમાણ-

૧ હેતુની અસિદ્ધિ. ૨ તફાવત.

વાળું મન માનવું પડશે અને સિદ્ધાન્તમાં પણ સુખ, દુઃખ,ઈચ્છા, અને જ્ઞાન વગેરે પણ તે (મન) ના આશ્રયથી છે, એમ સ્વીકારેલું હોવાથી અને તે સુખ, દુઃખ જ્ઞાન ઈચ્છા વગેરે પણ સર્વ શરીરમાં વ્યાપિ રહેલાં જણાતાં હોવાથી મનનું દેહ પરિમાણ માનવુંજ પડશે.

શરીરનો આશ્રય કરીને રહેનાર મનનું પણ આખા શરીરમાં વ્યાપિપણું હોવાને લીધે, જ્યારે મનનું અણુપણું અસિદ્ધ થયું ત્યારે એકીસાથે સર્વે ઇન્દ્રિયોની સાથનો સંબંધ બની શકવાથી એકીસાથે અનેક જ્ઞાનની ઉત્પત્તિનો પ્રસંગ આવી પડશે. એ દોષ માનવા જોગ નથી કારણ કે " એક ઇન્દ્રિય વડે એક વખતે એકજ જ્ઞાન ઉત્પન્ન થાય છે " એ નિયમ વેદાન્ત અને ન્યાય એમ બેઉ સિદ્ધાન્તોમાં સરખો છે, હવે જો આ પક્ષ ન સ્વીકારીએ તો એકી સાથે બે ચાક્ષુષ જ્ઞાનો કેમ ન થાય ? અનેક પ્રકારનાં ઇન્દ્રિયોથી થતાં જ્ઞાનોની એકી સાથે ઉત્પત્તિ તો ઇષ્ટજ છે. લાંબી જલેબીને ખાનારો જેમ એકી વખતે જલેબીના સ્પર્શ, શબ્દ. રૂપ, રસ અને ગન્ધ તે સર્વેનો અનુભવ કરે છે, ન્યાય મતમાં પણ સુષુપ્તિ અવસ્થા સિવાય બીજી અવસ્થાઓમાં જેમ ત્વક્ (સ્પર્શેન્દ્રિય) અને મનના સંયોગથી થતું જ્ઞાન આંહિ જેમ તમો કારણ તરીકે સ્વીકારો છો, તેમ ત્વગિન્દ્રિય અને રસેન્દ્રય યુક્ત [1]રસના જ્યારે મનથી સંયુક્ત થાય ત્યારે રસના ઉપર રહેલા ગોળનો રસ અને સ્પર્શ એમ એકીસાથે થતો [2]સાક્ષાત્કાર જેમ તમારાથી રોકી શકાય નહી અને સ્વીકારવુંજ પડે કે તેવી રીતે થયેલો રસનેન્દ્રયને ગોળનો સ્પશ રસ અને સ્પશ એમ બન્ને જ્ઞાનને ઉત્પન્ન કરે છે. માટે અમોએ સ્વીકારેલું દેહ પરિમાણ મનનું પ્રમાણ જ્યારે શ્રુતિ સ્મૃતિની યુક્તિઓથી સિદ્ધ થયું ત્યારે કોઇની પણ એમાં વિમતિ હોઇ શકતી નથી. એક પછી એકનું પ્રત્યક્ષ થાય છે એવો સિદ્ધાન્ત અતિ અયુક્તિવાળો હોવાથી ઉપેક્ષા કરાયલો છે એમ સમજવું. આ બાબતનો વિસ્તાર[3] અમોએ રચેલી "वेदान्त कल्पलता માંથી સમજી લેવો.

---

૧ જિવ્હા. ૨ અનુભવ. ૩ શ્રીમધુસૂદન સરસ્વતીએ.

એટલા માટે સ્વચ્છ સ્વભાવવાળું અને અવયવવાળું ( પરિચ્છિન્ન) મન દર્પણ વગેરેની માફક વિષયના આકારને ગ્રહણ કરનારૂં છે. એમ વેદાન્તશાસ્ત્ર અને સાંખ્ય શાસ્ત્રમાં જે નિરૂપણ કરેલું છે તે પ્રામાણિક હોવાથી વેદાન્ત ( ભકિત–યોગ ) નિર્ણયમાં પણ તે યોગ્યજ છે માટે કહે છે કેઃ—

**गृह्णाति विषयाकारं मनो विषययोगतः ॥**
**इतिवेदान्तिभिःसाङ्ख्यैरपि सम्यङ्निरूपितम् २०**

મન વિષય ( પદાર્થ ) ના યોગથી વિષયના આકારને ગ્રહણ કરે છે, એ પ્રમાણે વેદાન્તીઓએ તથા સાંખ્ય શાસ્ત્રકારોએ સારી રીતે નિરૂપણ કરેલું છે ॥ ૨૦ ॥

જુઓ કે સાંખ્ય શાસ્ત્રના મત પ્રમાણે અહંકાર સ્વાભાવવાળું મન છે અને બ્રહ્મવાદીઓના મતમાં મન એ ભૌતિક છે એમ બેઉ સિદ્ધાન્તમાં ઘણોજ તફાવત છે છતાં ' મન એ વિષયાકારને ગ્રહણ કરનારૂં છે " એવો મત બેઉનો એક સરખો હોવાથી, બેઉ મતને અમુક સ્વરૂપમાં સરખાજ જણાવ્યા છે.

દ્રવીભાવપૂર્વકજ ચિત્ત વિષયાકારને પામે છે, એ પ્રસંગમાં ભાષ્યકાર ( શ્રીશંકરાચાર્ય ) નું વચન ઉદાહરણ તરીકે આપવામાં આવે છે.

**मूषासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा ॥**
**घटादिव्याप्नुवच्चित्तं तन्निभं जायते ध्रुवम् ॥ २१ ॥**

મૂષામાં રેડેલું ત્રાંબું, જેમ જેવી મૂષા હોય તેવા આકારનું બને છે, તેમ ઘટ વગેરે વિષયોમાં પહોંચી જતું ચિત્ત અવશ્ય તે ( વિષય ) આકારવાળું બની જાય છે ॥ ૨૧ ॥

કોઈ પણ વસ્તુને પુટ આપી અન્ય આકૃતિ બનાવવાના મૂષા રૂપયન્ત્રમાં મૂષા દ્વારા દ્રવીભૂત થયેલું તામ્ર, યન્ત્રમાં રહેલી( કોતરેલી ) પ્રતિમાના આકાર યુકત માટી વગેરેના આકૃતિવાળા પાત્રમાં રેડેલું હોય છે તે, તે ( મૂષા ) ની પોલમાં રહેલા આકારના જેવું તે દ્રવ્ય પીગળેલું હોવાને લીધે થાય છે. એ પ્રમાણે રાગદ્વેષ વગેરેથી

દ્રવીભૂત થયેલું ચિત્ત, ચક્ષુ વગેરે ઇન્દ્રિયોદ્વારા જ્યાં લાગેલું હોય ત્યાં પોતે પણ તે વિષયના સ્વરૂપવાળું બને છે એવો ઉપરની કારિકાનો ભાવાર્થ થયો.

જુઓ કે આ વાકયમાં સામાન્ય રીતે આ પ્રમાણે દ્રવીભાવ કહ્યો છે, તો પણ અનુભવના બળથી રાગ દ્વેષ વગેરે વિષયમાં પણ તે ચિત્તના દ્રવી ભાવની વ્યવસ્થા કરી શકાય છે. દ્રવીભાવ જ્યારે ચિત્તનો ન થતો હોય, ત્યારે તો કેવળ શિથિલ પણાને પામે છે. એ બધું આગળ કહેવાઇ ગયું છે. " મન એ વિષયાકાર છે વિષયની અંદર રહેલા આવરણનું નિવર્તક હોવાને લીધે (સૂર્યના) પ્રકાશની માફક " આ પ્રમાણેનું અનુમાન આ સિદ્ધાન્તમાં પ્રમાણ થઇ શકે છે. તેજ સ્પષ્ટતાથી કહેવાય છે.

**व्यञ्जको वायथाऽऽलोको व्यङ्गस्याकारतामियात् ॥**
**सर्वार्थव्यञ्जकत्वाद्धीरर्थाकारा प्रदृश्यते ॥ २२ ॥**

જેવી રીતે વસ્તુને પ્રસિદ્ધ કરનાર (વ્યંજક) પ્રકાશ, પ્રસિદ્ધ થનારી વસ્તુના આકારને પામે છે, તેમ બુદ્ધિ સર્વે પદાર્થોની વ્યંજકા ( પ્રસિદ્ધ કરનારી ) હોવાને લીધે પદાર્થના આકારમાં દેખાય છે ॥ ૨૨ ॥

વ્યંજક પ્રકાશ જો તદાકાર—વ્યંગ્યાકારપણાને ન પામતો હોય તો વ્યંગ્ય ગત આવરણની નિવૃત્તિજ જોવામાં ન આવી શકે, માટે વ્યંજકને વ્યંગ્યાકાર થવુંજ પડે છે.

**भगवत् पूज्यपादानामियमुक्तिःसयुक्तिका ॥**
**तथा वार्तिककारैरप्ययमर्थो निरूपितः ॥ २३ ॥**

પૂજ્યપાદ ભગવાન શ્રીશંકરાચાર્યજીની પણ આ ઉકિત ( વચન ) સુકિતપુર્વક છે અને શ્રીવાર્તિકકારે પણ આજ અર્થનું નિરૂપણ કરેલું છે ॥ ૨૩ ॥

" व्यञ्जकोवा " એમ ઉપરના શ્લોકમાં કહેલું વાર્તિકકારોનું વચન, યુકિત પુરઃસર અનુમાન રૂપજ દર્શાવ્યું છે.

વાર્તિકકારોના બીજાવાકયનું પણ ઉદાહરણ આપે છેઃ—

**मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेययोगतेच्चेत् ॥**
**मेयाभिसंङ्गतं तच्च, मेयाभत्वं प्रपद्यते ॥२३॥(वार्तिकम्)**

પ્રમાતાના પ્રમાણુની સિદ્ધિ પ્રમેયથી સંગતજ મનાતી હોય તો પછી તે અન્તઃકરણ પ્રમેયની સાથે મળેલું હોઇ પ્રમેય સ્વરૂપ બના જાય છે.

ચિત્ સ્વરૂપ પ્રમાતાના ચિદ્ગ્રન્થિ સ્વરૂપ એવા ચિદ્સ્વભાવવાળી અન્તઃકરણુથી વૃત્તિજ્ઞાન નામના દ્રવીભાવપૂર્વક ‘પ્રમાતા’ શબ્દથી ઉચ્ચારાતા એક જાતના વૃત્તિપરિણુામની સિદ્ધિ થાય છે. અને તે એક જાતના પરિણુામસ્વભાવવાળું ઉત્પન્ન થયેલું પ્રમાણુ, ચક્ષુ વગેરેની દ્વારા ઘટ વગેરે પદાર્થો પર્યન્ત પહોંચે છે, અને શરીરમાં રહેતા અન્તઃકરણનો ત્યાગ નહી કરતું તે પ્રમાણુ કયારાના જળની માફક પરિણુામ પામે છે, ત્યાર બાદ ઘટ વગેરે પદાર્થોની સાથે સંબંદ્ધ થયેલું છતું બે આકારને પામેછે, ત્યાર બાદ ત્યાં ચૈતન્યની અભિવ્યકિત (સ્ફુરણા)થી ઘટ વગેરેનું સપ્રમાણુ જ્ઞાન થાય છે. એવો કારિકાર્થ થયો. આ બધી પદ્ધતિઓનું અમોએ રચેલા ‘**सिद्धान्तबिन्दु**’ નામના ગ્રન્થમાં પ્રતિપાદન કરેલું છે. ગ્રન્થ વધી પડે એવા ડરથી તેનાં આંહિ ઉદાહરણો આપ્યાં નથી.

પંચદશીમાં વિદ્યારણ્ય સ્વામીજીએ પણ આ સિદ્ધાન્તજ દર્શાવ્યો છે. તે સિદ્ધાન્તનેજ પ્રકરણુના ઉપસંહારના બાનાથી કહે છેઃ–

**अतो मांसमयी योषित् काचिदन्यामनोमयी ।**
**मांसमय्याअभेदेऽपि भिद्यतेऽत्रमनोमयी ॥ २४ ॥**

એટલા માટે માંસના વિકારવાળી ( માંસના પિણ્ડ સ્વરૂપ ) એવી સ્ત્રી તે પણ કોઈ જુદી છે. અને મનોમયી સ્ત્રી તે પણ જુદી છે. યદ્યપિ માંસમયી સ્ત્રી પ્રત્યેક વ્યકિતના લક્ષ્યમાં એકજ રીતે અનુભવાય છે; પરંતુ મનોમયી સ્ત્રી અવશ્ય અનેક ભેદોને પામે છે ॥ ૨૪ ॥

મનોમયીના આકાર ભેદસિવાય એકજ પાંચ–ભૌતીક પિણ્ડમાં ભેદજ્ઞાન–( બુદ્ધિ ) સંભવી શકતું નથી.

સર્વત્ર પ્રસિદ્ધ ભેદબુદ્ધિનુંજ ઉદાહરણ સમજાવે છેઃ——

**भार्या स्नुषा ननान्दाच, यातामातेत्यनेकधा ॥**
**जामाताश्वशुरःपुत्रः, पितेत्यादिपुमानपि ॥ २५ ॥**

એકની એકજ સ્ત્રી સંબંધના ભેદથી અનેક પ્રકારે કહી શકાય છે. પતિના મનમાં તે ભાર્યા ( અર્ધાંગ પત્ની ) સ્વરૂપે બિરાજે છે. સસરાના અથવા જેઠના મનમાં સ્નૂષા–પુત્ર વધુ તરી કે, તેણીની ભાભીના હૃદયમાં નણંદ તરીકે, દેરાણી જેઠાણીઓના સંબંધમાં દેરાણી જેઠાણી તરીકે, અને પુત્રના હૃદય કમલમાં માતા તરીકે સ્થાન ભોગવે છે. તેમજ પુરૂષ પણ એકનો એકજ હોવા છતાં તેના સસરાના મનમાં જમાઇ તરી કે જમાઇના મનમાં સસરા તરીકે, પિતાના હૃદયમાં પુત્ર અને પુત્રના હૃદયમાં પિતા તરીકે બિરાજે છે. માટે માંસમય શરીર એકજ હોવા છતાં મનોમય શરીર, સંબંધરૂપ ઉપાધિભેદથી નાના પ્રકારે દીસ્યા કરે છે. એટલે કે ભેદ પામે છે, એમ સંબંધ જોડી લેવો.

એક અને અનેકપણાનું વૈધર્મ્ય કહીને વિનાશિપણાના અને અવિનાશાપણાના વૈધર્મ્ય–ભેદને સમજાવે છે.——

**बाह्यपिण्डस्यनाशेऽपि तिष्ठत्येवमनोमयः ॥**
**अतःस्थायीतिविद्वद्भिरयमेव निरूपितः ॥ २६ ॥**

બાહ્યપિણ્ડ–દૃશ્યમાન સ્થુલ શરીરનો યદ્યપિ નાશ થાય અથવા તો પોતાની સમક્ષ ન હોતાં અન્ય સ્થળે હોય તો—પણ મનોમય પિણ્ડ તો એમનો એમજ રહે છે માટે મનોમય સ્થાયી છે. એમ જાણીને વિદ્વાનોએ મનોમયનુંજ નિરૂપણ કરેલું છે.

‘ **नाशेऽपि** ’ એમાં અપિ શબ્દ કહેવાથી બાહ્ય પિણ્ડ—સ્થુલ શરીરનો—દેશ અથવા કાલથી વ્યવધાન—અન્તર હોય તો પણ, મનોમયને કાંઈ પણ વ્યવધાન છેજ નહી. કારણ કે તે તો પ્રતિનિધિના મનમાં વસતોજ હોય છે.

**एवंस्वभावतोभावस्वरूपमुपवर्णितः ॥**
**विशेषेण तु सर्वेषां लक्षणं वक्ष्यते पृथक् ॥२७॥**

એ પ્રમાણે સ્વભાવપૂર્વક ભાવ-( દ્રવીભાવ )ના સ્વરૂપને વર્ણવ્યું, હવે વિશેષે કરીને સર્વેનું લક્ષણ જુદું જુદું આગળ કહેવામાં આવશે.—

મનોમય વિષયાકાર-વિષય સ્વરૂપજ છે અને તે અવિનાશી હોવાથી સ્થાયી છે,એમ કહેવાયું. હવે તે વિષયાકારના રતિ, હાસ વગેરે સ્વરૂપોથી ભેદ છે અને તેઓનું લક્ષણ આગળના ઉલ્લાસ ( પ્રકરણ ) માં કહેવાશે. જે કારણથી દ્રવીભૂત થયેલા ચિત્તમાં પ્રવિષ્ટ થયેલું વિષય સ્વરૂપ વિકાર રહિત છે અને તેથી સ્થાયી છે એમ સિદ્ધ થયું.

**भगवन्तं विभुं नित्यं पूर्णबोधसुखात्मकम् ॥**
**यद्गृह्णाति द्रुतं चित्तं किमन्यदवशिष्यते ॥२८॥**

જે દ્રવીભૂત થયેલું ચિત્ત વ્યાપક, નિત્યસ્વરૂપ પૂર્ણ અને જ્ઞાન—સુખ સ્વભાવવાળા ભગવાનનું ગ્રહણ કરે છે તો પછી તેને બીજી કઈ વસ્તુ મેળવવી રહી ? અર્થાત્ પૂર્ણ જ્ઞાનસ્વરૂપ ભગવાન પીગળેલા ચિત્તમાં પ્રવિષ્ટ થાય તો પછી તેને કાંઈ કરવાનું બાકી રહેતુંજ નથી એટલે કે કૃતકૃત્ય બની જાય છે ॥ ૨૮ ॥

વિભુ કહેવાથી સર્વ દેશમાં વ્યાપકપણું. નિત્ય એમ કહેવાથી સર્વ કાલમાં વ્યાપક ( અસ્તિત્વ ) પણું, પૂર્ણ એમ કહેવાથી સર્વ દ્વૈત રૂપ પ્રમાજ્ઞાનના અધિષ્ઠાનપણું, બોધ અને સુખ સ્વરૂપ એમ કહેવાથી નિરતિશય પુરૂષાર્થપણું દેખાડયું છે. આવા પરમાત્માનું સ્વરૂપ મનમાં રહેવાથી અનાદિકાલથી પેસેલા અસંખ્ય વિષય સ્વરૂપોના ગળી જવાથી અને ચિન્માત્રની પરિસ્ફુરણાથી કૃતકૃત્ય બને છે.

દ્રવીભાવમાં પ્રયત્ન દૃઢ થાય માટે તેનું આગળ કહેલા પ્રયોજનનું સ્મરણ કરાવે છે.

**कठिना शिथिला वा धीर्न गृह्णाति न वा यते ॥**
**उपेक्ष्याज्ञानमित्याहुस्तद्बुधाःप्रसरादिषु ॥ २९ ॥**

કઠિણ થયેલી અથવા શિથિલ રહેલી બુદ્ધિ, સ્થિરતાને પામતી નથી, તેમજ કોઇ વિષનું ગ્રહણ પણ કરતી નથી; પરંતુ વિવેકશાલી જનો ઇન્દ્રિયોના ગ્રાહ્ય વિષયોમાં તેને અજ્ઞાન ( મિથ્યાભાસ ) જાણીને ઉપેક્ષા કરે છે ॥ ૨૯ ॥

કઠિણ બુદ્ધિતો કોઈ પણ વિષયને ગ્રહણ કરતીજ નથી. શિથિલ થયેલી ગ્રહણ કરે પણ સ્થિર થઇ શકતો નથી. કારણ કે તે વૃત્તિમાં દ્રવીભાવ હોતો નથી. એ પ્રમાણે અગાઉ પ્રતિપાદન થઇ ચુકયું છે, દ્રવી ભાવનો અભાવ એટલે કે કઠિણપણુંજ સમજવું અને થોડું દ્રવવાપણું એટલે શૈથિલ્ય સમજવું અને તે દ્રવાવસ્થાનુંજ કાર્ય હોય છે. કારણ કે તેમાં સાત્વિક ભાવ હોવાથી દ્રવાવસ્થાનુંજ તે કાર્ય હોય છે. એમ જાણી લેવું અને તે સાત્વિગુણોઃ—

स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथवेपथुः ।
वैवर्ण्यमश्रुप्रलय इत्यष्टौ सात्विकागुणाः ॥

( साहि॰ द॰ ३ परि॰)

ગાત્રોસ્તમ્ભભાઈ જાય, પરસેવો આવે, અવાજ ભાંગી જાય અને કમ્પ છુટે, શરીરનો રંગ બદલાઈ જાય. તથા આંસુઓની ધારા ચાલવા લાગે, આ આઠ સાત્વિક ગુણો છે. એવો અભિપ્રાય છે. માટેજ પરમાત્મામાં મનનું કાઠિન્ય તે નિન્દા પાત્ર ગણાય છે.

तदश्मसारं हृदयं बतेदं यद्गृह्यमाणैर्हरिनामधेयैः ।
न विक्रियेताथ यदा विकारो नेत्रेजलं गात्ररुहेषु हर्षः ॥

( भा. २ स्क॰३ अ॰ २४ )

પત્થર સમાન તે હૃદય. ત્યાર પછી જે ગ્રહણ કરાતા પરમાત્માના નામો વડે વિકાર ન પામતું હોય, તો પણ. વિકાર જ્યારે પામે છે. ત્યારે આંખોમાં અશ્રુધારા અને રોમાંચોમાં હર્ષ આવે છે. એટલે કે રોમાંચો ઉભા થાય છે.

कथं विनारोमहर्षं द्रवना चेतसाविना ।
विनानन्दाश्रूकलया शुद्ध्येद्भक्त्या विनाशयः ॥

રોમહર્ષ સિવાય અને પીગળતા ચિત્તસિવાય, આનંદના અશ્રુની ધારાસિવાય અને ભકિતસિવાય આશય ( કોઠો ) કેમ શુદ્ધ થઇ શકે?

ચિત્ત પીગળ્યાસિવાય ભકિત કેમ બની શકે ? દ્રવતું ચિત્ત રોમ હર્ષ વિના અથવા આનંદના અશ્રુઓસિવાય કેમ સંભવી શકે ? અશ્રુ અને પલક ( રોમાંચ ) ના કહેવાથી સ્તમ્ભ અને સ્વેદ ( પરસેવા ) નું પણ એમજ જાણી લેવું. જે કારણથી દ્રવત્વના અભાવમાં ચિત્ત સ્થિર રહેતું નથી, એ માટેજ ડાહ્યા—વિવેકીઓ કામ ક્રોધ વગેરેથી ઘેરાયલું અને પતિત હોવાથી પાષાણ વગેરેના જ્ઞાનની ઉપેક્ષા કરીને અજ્ઞાનને સંસ્કારોનું ઉદ્‌બોધક માનતા નથી.

અને એજ પ્રમાણે ન્યાયવાર્તિકના રચનારા કહે છેઃ-

' જે સુખનું સાધન નથી તેમજ દુઃખનું પણ સાધન નથી, તેની ઉપેક્ષા કરવી ' એપ્રમાણે સુખના સાધનમાં પ્રીતિ એ સંસ્કારનો હેતુ છે અને દુઃખના સાધનમાં દ્વેષ સંસ્કારનો હેતુ છે. તેમજ તે બન્ને સુખ દુઃખના સંસ્કારના અભાવમાં તો ચિત્તનું દ્રવવાપણું હોતું નથી, માટે દુઃસંસ્કાર ઉત્પન્નજ થતો નથી. સર્વે શાસ્ત્રોનો આટલોજ રહસ્યતા ભરેલો અર્થછે કે જે વિષયાકારપણું ચિત્તનું નિશ્ચયપૂર્વક હોય. એટલે કે ચિત્ત-ભગવાન્ સ્વરૂપ બની જાય તે સિદ્ધાન્ત સર્વે શાસ્ત્રોને ભગવાન્ સાથે ચિત્તના એકાકાર વ્યાપારના જુદાપણાથી સંમત થતો હોવાથી એ સિદ્ધાન્ત સ્પષ્ટજ છે. પરંતુ અનાદિ કાલ વખતે દ્રવિત થયેલા ચિત્તમાં પેઠેલી તે તે ઇષ્ટ અથવા અનિષ્ટવિષયોની કોટીઓથી થતી સંકીર્ણતા તે જેમ પાણીના ઠંડાપણાની માફક, અગ્નિની ઉષ્ણતા માફક, પવનના સંચારિપણાની માફક, તે સંકીર્ણતારૂપ ચિત્તનો ધર્મ કેમ નિવૃત્ત થશે ? ધર્મિપદાર્થમાં સત્યનો અથવા સત્‌માં સ્વભાવનો ઉપમર્દ ( નાશ ) ન હોવાને લીધે. તેમ બનવું શકય છેઃ——

**काठिन्यं विषये कुर्याद्द्रवत्वं भगवत्पदे ।**
**उपायैः शा[illegible]निर्दिष्टैर[illegible]क्षणमलोबुधाः ॥ ३० ॥**

વિષય ( વાસના ) માં ચિત્તને કઠિન બનાવવું અને ભગવાન્‌ના ચરણારવિન્દમાં ચિત્તને પીગળાવી દેવું. આ પ્રમાણે વિવેકીજનોએ શાસ્ત્રમાં બતાવેલા ઉપાયોથી પ્રતિક્ષણ પ્રવૃત્તિ રાખવી જોઇએ.

હલકી વાસનાવાળા ચિત્તની [1]વિષયાકારતા સ્વાભાવિકજ છે અને તે વિષયાકારપણું, આગન્તુક હેતુથી થયેલું હોવાને લીધે મનાય છે. કારણ કે સ્થુલ વિષયના આકાર બનવામાં જાગ્રદસ્થામાં ઇન્દ્રિયોનો પદાર્થ સાથે સન્નિકર્ષ ( સંબંધ ) જ કહી શકાય, તેમજ સૂક્ષ્મ વિષયના આકાર બનવામાં સ્વપ્નાવસ્થામાં મનમાં રહેલી વાસનાનેજ કારણ કહી શકાય,પરંતુ જાગ્રત્ અને સ્વપ્નાવસ્થામાં સ્થુલ અને સૂક્ષ્મ વિષયનું સ્વરૂપ બનવાપણું જ્યારે ચિત્તને હોતું નથી ત્યારે, સુષુપ્તિની માફક ચિત્ત નિર્વિષયજ બને છે. સુષુપ્તિમાં ચિત્તનો લય થાય છે એમ જે કહ્યું તે, ચિત્ત સુષુપ્તિની માફક નિર્વિષય–વિષયના સ્થુલ અથવા સૂક્ષ્મ સ્વરૂપે સંસર્ગવિનાનું—જ માની લેવું. સુષુપ્તિમાં ચિત્તનો લય થાય છે એમ જે કહ્યું તે સુષુપ્તિ વિષયના સંસર્ગ રહિત છે, તેવા અભિપ્રાયથી કહેલું છે. અને આ બધું ભગવાન્ બ્રહ્મસૂત્રકારેજ દર્શાવ્યું છે:—

' **तदापीतेः संसारव्यपदेशात्** ' **ब्रह्मसू०** ૪।૨।૮ **सू०। अपीतिः** એટલે લય ' **आ** ' એ મર્યાદા સૂચક છે એટલે લયને મર્યાદા બનાવીને રહેનારૂં, એટલે કે મનના લય પહેલાંજ સંસાર છે એમ કહી શકાય છે. મનનો લય થતાં સંસારનો વ્યપદેશ હોઇ શકતો નથી એવો સૂત્રાર્થ થયો અને સુષુપ્તિમાં પણ સુષુપ્તિથકી મનનું પુનરૂત્થાન થતાં, એટલે કે સુષુપ્તિ પછીની જાગ્રદવસ્થામાં સંસારનો વ્યપદેશ થઈ શકે છે, માટે મનનો નિતરાં લય સ્વીકારાતો નથી.

વિવરણકારોએ તો આ સૂક્ષ્મતા કઈ વસ્તુ હશે, વગેરેથી મનના લયનું કથન માત્ર બીજાઓના મતના ખંડનના અભિપ્રાયથી સ્વીકારાયું છે, પોતાના મત પ્રમાણે તો સ્વીકારી શકાતું નથી, કારણકે તેવો સ્વીકાર થાય તો પોતાના મતથી સૂત્રનો વિરોધ થયો લેખાય !

ચિત્તનું ભગવદાકારપણું સ્વાભાવિકજ છે, કારણ કે તેના કારણરૂપ થયેલા સૂક્ષ્મકારણસ્વરૂપ અને અનિર્વચનીય–વિચિત્ર અનેક શકિતવાળી માયાનું અધિષ્ઠાન, એવા સર્વાન્તર્યામિ પરમાત્મા સર્વત્ર વ્યાપક હોવાથી, જેમ ઘડાની જળ વગેરેથી થયેલી પૂર્ણતા પ્રત્યક્ષ કરીને સાધવી પડે છે, પણ ઘડો આકાશથી પૂર્ણ છે એ કાંઈ સાધવાનું–પ્રત્યક્ષ

---

૧ તન્મયતા.

કરી બતાવવાનું જરૂરી ભર્યું જણાતું નથી. કારણ કે ઘડાની આકાશ પૂર્ણતા સ્વભાવથીજ છે. કારણ કે આકાશની માફક તે સર્વવ્યાપી છે. શ્રીવાર્તિકકારો એ પણ તેજ પ્રતિપાદન કરેલું છે.

वियद्वस्तुस्वभावानुरोधादेव न [illegible]।
वियत्संपूर्णतोत्पत्तौ कुम्भस्येव दशा धियाम् ॥
घटदुःखादिरूपत्वं धियांधर्म्मादिहेतुता ।
स्वतःसिद्धात्मसंबोध व्याप्तिर्वस्त्वनुरोधतः ॥ इति ।

આકાશ એ વસ્તુ સ્વભાવને અવલંબીને તે તે આકાર પામે છે. તેમાં કાંઇ પણ ક્રિયાની આવશ્યકતા હોતી નથી; પરંતુ જેમ કુંભ પોતાની મેળેજ આકાશથી પૂર્ણ જણાય છે, તેવીજ રીતે બુદ્ધિ પણ વિષય સ્વરૂપથી ભાસે છે.

બુદ્ધિ ઘટ સ્વરૂપ અથવા દુઃખ સ્વરૂપ બને છે તે,બુદ્ધિનો, પોતાનો સ્વભાવ સિદ્ધ ધર્મ છે અને આત્મજ્ઞાનની પ્રાપ્તિ વસ્તુને અવલંબી રહેલી છે.

ચિત્ત સ્વભાવથીજ ભગવદાકાર હોવાને લીધે, ચિત્તને ભગવદ્-સ્વરૂપ બનાવવામાં બીજા ઉપાયની જરૂર ન હોવાને લીધે, શાસ્ત્રનો ક્યાં ઉપયોગ કરશો? એવી સહજ શંકા થાય છે.તેના ઉત્તરમાં કહી શકાય કે બીજા આકારનો વિરોધી જે ભગવદ્ આકારતેનું સંપાદન કરવાનું છે, એમ જાણવું. કારણ કે જે ચિત્તનો જે સ્વાભાવિક ભગવદાકાર છે. વિષય સ્વરૂપનો સહચારી છે અને તે ભગવદાકારનો સાધક હોવાથી તેનો વિરોધી નથી;પરંતુ શાસ્ત્ર-પ્રમાણોથી થતો સાક્ષાત્કાર,સાધનોની તૈયારી-પરોક્ષ હોય તો પણ,ભાસ માન થતા અભ્યાસના ક્રમથી વિષયાકારપણાને ધીરે ધીરે છુપાવતી અને સાધનોના પરિપાકથી પ્રત્યક્ષપણાને પામેલી છતી તે વિષયાકાર, સહચારી ભગવદાકારતાને જડ મૂળથી દૂર કરે છે, માટેજ કહ્યું છે કે.—

यर्ह्यब्जनाभचरणैषणयोरुभक्त्या ।
चेतोमलानिविधमेद्गुणकर्मजानि ॥
तस्मिन् विशुद्धउपलभ्यत आत्मतत्त्वं ।
साक्षाद्यथाऽमलदृशोः सवितुः प्रकाशः ॥
( भा० ११ स्क० ३ अ० ४० )

જો, પદ્મનાભ—પરમાત્માના ચરણની ઈચ્છાએ ખુબ તીવ્ર ભક્તિથી ગુણ અને કર્મોથી થયેલા ચિત્તના મળને ધમે, તો પછી તે ચિત્ત વિશુદ્ધ થાય ત્યારે જેમ નિર્મળ ચક્ષુઓ સમક્ષ સ્વયં પ્રકાશ સવિતાનો પ્રકાશ સાક્ષાત્ પ્રાપ્ત થાય છે, તેમ આત્મતત્ત્વ પ્રાપ્ત થાય છે.

यथाग्निनाहेममलं जहाति ।
ध्मातंपुनः सम्भजते च रूपम् ॥
आत्माचकर्म्मानुशयं विधूय ।
मद्भक्तियोगेन भजत्यथोमाम् ॥

यथा यथात्मा परिमृज्यतेऽसौ—
मत्पुण्यगाथा श्रवणाभिधानैः ॥
तथा तथा पश्यति वस्तु सूक्ष्मम् ।
चक्षुर्यथैवाञ्जनसम्प्रयुक्तम् ॥

विषयान् ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामेव ( मनु ) स्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥
तस्मादसदभिधानं यथास्वप्नमनोरथम् ।
हित्वा मयि समाधत्स्व मनो मद्भावभावितम् ॥

( भा० ११ स्क० १४ अ० २५–२८ )

જેમ અગ્નિવડે ધમાએલું સુવર્ણ,મળનો ત્યાગ કરે છે અને નિર્વિકાર રહેતું રહેતું પોતાના સ્વરૂપને પકડે છે, તેમ જીવાત્મા પણ કર્મોના બન્ધનોને છોડીને મારા ભક્તિયોગથી પછી મને ભજે છે.

જે પ્રમાણે આ આત્મા મારી પવિત્ર કથાના શ્રવણ અને નામાભિધાનથી શુદ્ધ થતો જાય છે અને જેમ કાજળથી આંજેલી આંખ,સૂક્ષ્મ વસ્તુને જોઈ શકે છે,તેમ સર્વ સૂક્ષ્મ વસ્તુઓનું દર્શન આ શુદ્ધ થયેલો આત્મા કરી શકે છે.

જે પ્રમાણે વિષયોનું ધ્યાન કરનારાનું ચિત્ત વિષયોમાંજ ચોટયું રહે છે, તેમ મારૂંજ સ્મરણ કરનારાનું ચિત્ત મારામાંજ લય પામે છે.

જેમ આપણે સ્વપ્નામાં થયેલા મનોરથને અસત્ય ઠરાવીએ, તેમ મનનો વિક્ષેપ કરનારા સર્વ વિષયોના સંગને તજીને મારી ભાવનાથી શુદ્ધ થયેલા મનનેતું મારામાં પરોવી દે, મારામાંજ તેનું સમાધાન કર.

एतावान् योग आदिष्टो मच्छिष्यैः शनकादिभिः ।
सर्वतो मन आकृष्य मय्यद्धा वेश्यते यथा ॥

( भा. ११ स्क० १३ अ० १४ )

સનક વગેરે મારા શિષ્યોએ આટલોજ યોગ ફરમાવ્યો છે કે ચારે તરફથી મનને ખેંચીને જરૂર મારામાં પરોવી શકાય છે.

અને તેજ યોગવિષે કપિલ દેવજીએ પણ કહ્યું છે કે.--

अनिमित्तनिमित्तेन स्वधर्मेणामलात्मना ।
तीव्रया मयि भक्त्या च श्रुतसम्भृतया चिरम् ॥
ज्ञानेन दृष्टतत्त्वेन वैराग्येण बलीयसा ।
तपोयुक्तेन योगेन तीव्रेणात्मसमाधिना ॥
प्रकृतिः पुरुषस्येह दह्यमाना त्वहर्निशम् ।
तिरोभवित्री शनकैरग्नेर्योनिरिवारणिः ॥

( भा. स्क० ३।२७ अ० २१।२२।२३ )

અપૌરૂષેય પોતાના વૈદિક ધર્મ વડે, નિર્મલ આત્મસ્વરૂપથી. અને મારામાં તીવ્રભક્તિથી અને લાંબા વખતના શ્રવણ-નિદિધ્યાસથી.--

જેનું સ્વરૂપ સંપુર્ણતાથી સમજાયું છે એવા જ્ઞાનથી, બળવાન્ વૈરાગ્યથી, તપમિશ્રિતયોગથી, મહાતીવ્ર આત્માની સમાધિથી--

આ સંસારમાં અહર્નિશ બળતી પ્રકૃતિ, ધીરે ધીરે અગ્નિના મૂળ કારણ અરણિમાં જેમ અગ્નિ છુપાઇ જાય છે. તેમ પ્રકૃતિ પણ પોતાના કારણોમાં લીન થાય છે.—

પ્રકૃતિ એટલે ચિત્તનું સ્વાભાવિક વિષય સ્વરૂપ અને હંસગીતામાં પણ તેમજ કહ્યું છે.—

गुणेष्वाविशते चेतो गुणाश्चेतसि च प्रभो ! ।
कथमन्योऽन्यसंत्यागो मुमुक्षोरतितितीर्षोः ॥

( भा. ११ स्क० १३ अ० १७ )

હે પ્રભુ ! ચિત્ત ગુણોની અંદર પેસે છે અને ગુણો ચિત્તમાં પ્રવેશ કરે છે તો પછી, આ સંસારને તરી જવાની ઈચ્છાવાળા મુમુક્ષુને તે બન્નેનો પરસ્પર ત્યાગ કેમ હોઈ શકે ? એ પ્રમાણે શનકાદિનો પ્રશ્નછે.

તેનો ઉત્તર ભગવાન્ આ પ્રમાણે કહે છે:—

मनसा वचसा दृष्ट्या गृह्यतेऽन्यैरपीन्द्रियैः ।
अहमेव न मत्तोऽन्यदिति बुद्ध्यध्वमञ्जसा ॥

( भा. ११ स्क० १३ अ० २४ )

મનવડે, વચનવડે અને દૃષ્ટિથી, તથા બીજા ઇન્દ્રિયોથી હું પણજ ગ્રહણ કરાય છે. મારા (શુદ્ધ અહંભાવ) સિવાય બીજી કોઈ વસ્તુજ નથી એ પ્રમાણે હે શનકાદિ ઋષિઓ ! તમો જલદી સમજી જાઓ.

जाग्रत्स्वप्नसुषुप्तं च गुणतो बुद्धिवृत्तयः ।
तासां विलक्षणो जीवः साक्षित्वेन व्यवस्थितः ॥
यर्हि संसृतिबन्धोऽय मात्मनोगुणवृत्तिदः ।
मयि तुर्ये स्थितो जह्यात् त्यागस्तद्गुणचेतसाम् ॥
अहंकारकृतं बन्ध मात्मनोऽर्थविपर्ययम् ।
विद्यान् निर्विद्यसंसार चिन्तांतुर्येस्थितस्त्यजेत् ॥
यावन्नानार्थधीः पुंसो न निवर्तेत युक्तिभिः ।
जागर्त्यपिस्वपन्नज्ञः स्वप्ने जागरणं यथा ॥
असत्त्वादात्मनोऽन्येषां भावानां तत्कृता भिदा ।
गतयो हेतवश्चास्य मृषास्वप्नधियो [ दशो ] यथा ॥
यो जागरे बहिरनुक्षणधर्म्मिणोऽर्थान् ।
भुक्त समस्तकरणैर्हृदि तत्सदृक्षान् ॥
स्वप्ने सुषुप्त उपसंहरते स एकः ।
स्मृत्यन्वया त्रिगुणवृत्तिदृगिन्द्रियेशः ॥
एवं विमृश्य गुणतो मनसस्त्र्यवस्था
मन्मायया मयि कृता इति निश्चितार्थाः ।
संछिद्य हार्दमनुमानसदुक्तितीक्ष्ण-.
ज्ञानासिना भजतमाऽखिलसंशयाधिम् ॥

( भा. ११ स्क० १३ अ० २७।३३ )

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એમ ત્રણે અવસ્થાઓ ગુણથી બુદ્ધિની વૃત્તિઓ છે, તે ત્રણે અવસ્થાઓમાં જીવ વિલક્ષણ છે અને તે સાક્ષિપણાથી રહેલો છે.

જુઓ કે આ સંસારરૂપી બન્ધન, આત્માના ગુણની વૃત્તિઓને પોષનારૂં છે, તો પણ, તુર્યાવસ્થામાં રહેલા, મારામાં ચિત્તને સ્થિર કરીને તે બન્ધનને છોડી શકે છે. કારણ કે આત્માની બન્ધનરૂપ વૃત્તિવાળાઓને ત્યાગ એજ શ્રેયસ્કર છે.

અહંકારે કરેલા બન્ધનને આત્માથી વિપરીત સમજીને, ખેદપૂર્વક [1]તૂર્યાવસ્થામાં રહેલો છતો સંસારની ચિન્તાનો ત્યાગ કરે.

જ્યાં સુધી અનેક પ્રકારે પ્રવૃત્ત થતી માનુષીબુદ્ધિ, યુક્તિઓ વડે કરીને નિવૃત્ત ન પામે, તે અજ્ઞ—( અવિવેકી ) જેમ સ્વપ્નામાં જાગ્રદવસ્થાનો અનુભવ કરે છે તેમ તે જાગતો છતાં, સ્વપ્નાવસ્થા ભોગવે છે.

બીજાઓને, આત્માના તત્ત્વનું ભાન ન હોવાથી, અને પદાર્થોના ભેદથી તેઓનાં પરિણામો, તથા હેતુઓ, બધા સ્વપ્નને જોનારનીજ જેમ વૃથા છે.

જે જાગ્રદવસ્થામાં બાહેરના પ્રતિક્ષણે પરિણામ પામતા પદાર્થોને સર્વે ઇન્દ્રિયોવડે હૃદયમાં તેની માફક ભોગવે છે અને સ્વપ્નામાં ભોગવતો સુષુપ્ત્યવસ્થામાં સર્વે પદાર્થોને પોતામાં લય પમાડે છે તે, એકલોજ સ્મૃતિની પરંપરાવાળી ત્રિગુણાત્મક વૃત્તિને જોવાવાળો સાક્ષી તરીકે સંભવી શકે છે.

એ પ્રમાણે મનની, ગુણો પ્રમાણે ત્રણે અવસ્થા વિચારીને મારી માયાવડે મારામાં કૃતાર્થ થયેલા, નિશ્ચિતબુદ્ધિવાળા હૃદયમાં રહેલા સંશયના ભંડારને અનુમાન–સદ્વચનો અને તેથી થતા તીક્ષ્ણ જ્ઞાન–રૂપી તરવારથી દૂર કરીને મને ભજે છે.—

**एवं जिज्ञासयापोह्य नानात्वभ्रममात्मनि ।**
**उपारमेत विरजं [ तं ] मनोमय्यर्प्य सर्वगे ॥ इत्यादि ।**

( भा॰ ११ स्क॰ ११ अ॰ २१ )

---

[1] ઉદાસીનાવસ્થા.

એ પ્રમાણે જિજ્ઞાસાથી નાના પ્રકારના ભ્રમોને, વિચારી–દુર કરી સર્વ વ્યાપ્ત–મારામાં રાગરહિત મનને અર્પણ કરી સ્વાત્મામાં આનંદથી રમ્યા કરે.—

આંહિ આટલું તાત્પર્ય છે–કે ચિત્તમાં આકારને અર્પણ કરવાવાળા વિષયો ( પદાર્થો ) જે છે તે, ભગવાન્‌થી જુદા હોઇ શકતા નથી. કારણ કે પરમાત્મામાં તેઓનો અધ્યાસ છે, માટે આ અનુમાનથી ભગવાન પોતે સત્તાસ્વરૂપ હોવાથી સર્વત્ર આ ઘટ છે, આ પટ છે, એ પ્રમાણે સત્તાના આકારનુંજ પદાર્થોમાં સ્ફુરણ થયા કરે છે. ' **सर्वं खल्विदं ब्रह्म तज्जलानीति** ' छा० ३।१४।१ । જેમાંથી આ સર્વની ઉત્પત્તિ થાયછે અને જેમાં લય પામે છે તે બધું, આ બ્રહ્મસ્વરૂપ છે. એ પ્રમાણે શ્રુતિવાકય હોવાથી એક ભગવાનથીજ આ દૃશ્યમાન પ્રપંચ જન્મેલું છે. એકલા ભગવાન્‌થી જ આ પ્રપંચની સ્થિતિ ( પોષણ ) થાય છે અને એક ભગવાનમાં જ આ પ્રપંચ લય પામે છે. માટીના બનેલાં ઘડામાં માટીનો જેમ અભેદ દેખાય છે, તેમ ભગવાન્‌માં પણ આ દૃશ્યમાન પ્રપંચનો અભેદજ છે અને સ્વપ્નામાં દેખાયલું પ્રપંચ–જાલ જેમ જાગ્રદવસ્થામાં નાશ પામે છે તેમ આ જગત્‌નો પણ પરમાત્માના સાક્ષાત્કાર પછી બાધ થાય છે. આટલા માટેજ ભગવાનના આકારની સ્ફૂર્તિથી તે બધા પદાર્થો પોતાના ભાસતા સ્વરૂપથી નિવૃત્ત થતા સત્સ્વરૂપ–પરમાત્મા સ્વરૂપજ બની જાય છે. કારણ કે જે વસ્તુઓનો જે સ્વરૂપમાં મિથ્યાભાસ થાય છે તે વસ્તુઓના જ્ઞાનની નિવૃત્તિ તેના [1]અધિષ્ઠાન જ્ઞાનથી થાય છે. એ પ્રમાણે જ્યારે સિદ્ધાન્ત છે ત્યારે વિષયમાં રહેલો સર્વ પ્રેમ ભગવાન્‌માંજ અર્પિત થાય છે. પરમાત્મા સિવાય જુદી વસ્તુનું સ્ફુરણ હોઇ શકતું નથી; આવી અવસ્થા ભકતરાજ પ્રહલાદજીએ પણ માગેલી છે.

**या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।**
**त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥**

( वि. पु० १ अंश० २० अ० १९ )

---

૧ જેની સત્તાથી તથા જેને આધારે વસ્તુનું યથાર્થપણું ઓળખી શકાય.

જે પ્રીતિ અવિવેકી (સંસારી) ઓની વિષયો (આસક્તિ માંથી દૂર ન થાય તેવી છે, તેજ પ્રીતિ હે પરમાત્મન ! તમારૂં સ્મરણ કરતા મારા હૃદયમાંથી દૂર ન થાઓ.

માટે આવી યુક્તિઓના અનુસન્ધાનથી સર્વે વસ્તુમાત્રનું અધિષ્ઠાન કેવળ સત્ પરિપૂર્ણ સચ્ચિદાનંદ ઘનસ્વરૂપ સજાતીય વિજાતીય સ્વગત એમ ત્રણે પ્રકારના ભેદો રહિત આત્મ સ્વરૂપનો નિશ્ચય કરતા સ્વપ્નાના વિષયોમાંજ જેમ તુચ્છપણું ભાસે છે, તેમ જાગ્રત અવસ્થાના વિષયોમાં પણ તુચ્છપણાના અનુસન્ધાનથી વશીકાર નામનુ મોટું વૈરાગ્ય ઉત્પન્ન થાયછે. અને ભગવાન પતંજલિમહારાજે પોતાના યોગ સૂત્રોમાં તેજ પ્રકારે સૂત્ર દર્શાવ્યું છે:—

" दृष्टानुश्रविकविषयवितृष्णस्य—
वशीकारसंज्ञा वैराग्यम् " इति ।

( पात० यो० १ पा० सू० १५ )

સંસારમાં ભોગવાતા પ્રત્યેક ભોગો અને શ્રુતિદ્વારા સંભળાતા સ્વર્ગ-વગેરે લોકનાં વિષય-સુખો તે સર્વેથી તૃષ્ણારહિત થઇને મનને કાબુમાં રાખવું તેનું નામજ વૈરાગ્ય કહેવાય.

હવે વૈરાગ્ય ચાર પ્રકારનું છે કે જે, સાધ્ય અને સાધન એવ પ્રકારનું શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. તેમાં 'મોટા પ્રયાસથી પણ ચિત્તના દોષોનું નિરાકરણ અવશ્ય કરીશ ' એ પ્રમાણેના નિશ્ચયવાળું પહેલું ' યતમાન ' નામનું વૈરાગ્ય છે. અને બીજું, નિરન્તર ઉપાયોનું અનુષ્ઠાન (સેવન) કરવાથી હાલ તુરત આટલા દોષો ક્ષીણ થયા અને આટલા ક્ષીણ થવા બાકી છે, એ પ્રમાણે ચિકિત્સાકરનારવૈદ્યની માફક પ્રતિક્ષણે અનુસન્ધાન કરવું તે ' વ્યતિરેક' નામનું બીજું વૈરાગ્ય છે; એ પ્રમાણે પ્રતિક્ષણે બે ભૂમિકાના અભ્યાસને કરતા ચો તરફના પરિપૂર્ણ ભાવથી ઇન્દ્રિયોની બહારના વિષયોમાં અન્તઃકરણની વાસના હોવા છતાં પણ પ્રવૃત્તિ ન થવી તે (અપ્રવૃત્તિ) ત્રીજું 'ઇન્દ્રિય-નિગ્રહ' નામનું વૈરાગ્ય કહેવાય.

એ પ્રમાણે ત્રણ ભૂમિકાના અભ્યાસ વડે દૃષ્ટ—સ્ત્રી વગેરે પદાર્થો તથા આનુશ્રાવિક સ્વર્ગ વગેરે, ઇન્દ્રિયો વડે ગ્રહણ કરાતા (જોવાતા-

અનુભવાતા ) હોય તથાપિ તેમાં દોષદર્શનના[1] પરિપાકથી થયેલી, સ્પૃહાવાળી જે ચિત્તવૃત્તિ તે ચોથું વશીકાર નામનું વૈરાગ્ય કહેવાય છે. અને તે વશીકાર નામનું વૈરાગ્ય પણ બે પ્રકારનું છે. એક અપર અને બીજું પર, તેમાં બીજા પર નામના વૈરાગ્યનું લક્ષણ ભગવાન્ પતંજાલિએ આ પ્રમાણે જણાવ્યું છે:—

" तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् " इति ।

( पात १६ सू० ) इति ।

આત્મ-જ્ઞાન ( પુરૂષખ્યાતિ ) થયા પછી જે શબ્દ વગેરે ગુણોમાં તૃષ્ણા વિનાનું વૈરાગ્ય, તે બીજું વૈરાગ્ય ( પર વૈરગ્ય ) છે એમ કહેવાય.

પુરૂષ–ખ્યાતિ એટલે આત્મજ્ઞાન, તે થયા પછી જે શબ્દ વગેરે ગુણોમાં અથવા રાષ્ટ્ર–સંપાદન વગેરે વિષયોમાં તૃષ્ણા વિનાનું વૈરાગ્ય તે શ્રેષ્ઠ ફળવાળું હોવાથી પર છે અને તેના પહેલાનું વૈરાગ્ય તે અપર છે કારણ કે તે વૈરાગ્ય સાધનરૂપ ગણાય છે પર–વૈરાગ્યનું લક્ષણ બીજા ફળની દરકાર રાખ્યા સિવાય કેવળ મોક્ષમાં જ સ્પૃહાલુપણું થવું તે કહી શકાય. જેમકે મુચુકન્દને પણ

न कामयेऽहं तव पादसेवनात्—
अकिञ्चन प्रार्थ्यतमाद्वरं विभो ! ॥
आराध्य कस्त्वामपवर्गदं हरे !
वृणीत आर्यो वरमात्म-बन्धनम् ॥

तस्माद्विसृज्याशिष ईश ! सर्वशो—
रजस्तमः सत्त्वगुणानुबन्धनाः ॥
निरञ्जनं [ न्तरं ] निगुणमद्वयं परं ।
त्वां ज्ञप्तिमात्रं पुरुषं व्रजाम्यहम् ॥

चिरमिह वृजिनार्त्तस्तप्यमानोऽनुतापैः—
अवितृषषडमित्रोऽलब्धशान्तिः कथञ्चित् ॥
शरणद समुपेतस्त्वत्पदाब्जं परात्मन् !
अभयमृतशोकं पाहि मापन्नमीश ॥

( भा० १० स्क० ५१ अ० ५५।५७ )

---

૧ વારંવાર દોષ બુદ્ધિથી જોવાનો અભ્યાસ.

હે વિભુ ! હે સમર્થ ભગવાન્ ! ગરીબોથી પ્રાર્થના કરાતા તમારા ચરણ સેવન સિવાય બીજી કોઈ શ્રેષ્ઠ વસ્તુને હું ચાહતો નથી. હે હરે ! મોક્ષને આપવાવાળા આપની સેવા કરીને કયો સજ્જન વિવેકી પોતાના આત્મ-બન્ધનને શ્રેષ્ઠ તરીકે પસંદ કરે ?

અર્થાત્ તમારા સિવાય બીજી કોઇ પ્રાપ્ય વસ્તુ છેજ નહી.

માટે હે ઇશ ! સમર્થ ! રજોગુણ તમોગુણ અને સત્ત્વ ગુણના બન્ધનવાળી આશિષોને છોડી દઈને નિરંજન. નિર્ગુણ અને ભેદ-રહિત તથા જ્ઞાન સ્વરૂપ સર્વથી શ્રેષ્ઠ પુરૂષ એવા તમને શરણ થાઉં છું.

આ સંસારમાં લાંબા વખત સુધી પાપથી પીડાએલો અને પશ્ચાત્તાપથી તપી જતો, તૃષ્ણા રહિત નથી થયા કામ. ક્રોધ, લોભ, મોહ, મદ મત્સર વગેરે છ શત્રુઓ જેના એવો, એટલા માટે શાન્તિને નહીં પ્રાપ્ત થયેલો, મહામુશ્કેલીથી હે પરમાત્મન્ ! શરણને આપવાવાળા ! તમારા ચરણ કમલને પ્રાપ્ત થયેલો છું. તો જેનો શોક નષ્ટ નથી થયે એવા અને આપને શરણ થયેલાને નિર્ભયરીતે હે ઈશ ! રક્ષણ કરો.

આવી અવસ્થામાં ભગવાન્માં પ્રેમરૂપી આનન્દની પરાકાષ્ઠા સુધી જે પહોંચે છે તેના પ્રત્યે ભગવાને કહ્યું છેઃ—

**क्षात्रधर्मस्थितो जन्तूनवधी मृगयादिभिः ।**
**समाहितस्तत्तपसा जह्यघं मदपाश्रयः ॥**
**जन्मन्यनन्तरे राजन् ! सर्वभूतसुहृत्तमः ।**
**भूत्वा द्विजवरस्त्वं वै मामन्त ब्रह्मयास्यसि ॥**

[ भा०१० स्क०५१ अ० ६२–६३ ]

ક્ષત્રિય ધર્મમાં રહેલો તું શિકાર વગેરે પ્રસંગોથી પ્રાણીઓને ન માર અને મનને શાન્ત રાખી મારા આશ્રયમાં રહી તપ વડે કરીને પાપને દૂર કર.

હે રાજન્ ! બીજા જન્મમાં સર્વ પ્રાણીઓનો વહાલામાં વહાલો થઈશ અને બ્રાહ્મણમાં શ્રેષ્ઠ થઇને અંતે બ્રહ્મ સ્વરૂપ એવા મને પ્રાપ્ત કરીશ.

અપર-વૈરાગ્યનું લક્ષણ તો સૂત્રમાં કહેવાઇ ગયું છે અને તેથી પ્રેમ કાષ્ઠાનું પ્રતિપાદન નથી થયું એમ નથી; પરંતુ વૈરાગ્ય ન થયું

હોય ત્યાં સુધી ભક્તિનો પ્રકર્ષ ન થતો હોવાને લીધે, અપર વૈરાગ્યની સ્થિતિમાંજ કૃતાર્થતા રહેલી છે. કારણ કે અપર વૈરાગ્યનેજ કૃતકૃત્ય થવામાં હેતુ માનેલો છે.

પર વૈરાગ્યનું લક્ષણ મોક્ષપર્યન્તનું સર્વે ફ્લોની અપેક્ષા સિવાયનું છે. જેમ કે.—

इमं लोकं तथैवामुमात्मनमुभयायिनम् ।
आत्मानमनुये चेह ये रायः पशवोगृहाः ॥
विसृज्य सर्वानन्यांश्च मामेवं सर्वतो मुखम् ।
भजन्त्यनन्यया भक्त्या तान् मृत्योरति पारये ॥

( भा.३ स्क० ३५ अ०३९—४० )

આ લોકને તથા આ આત્માને અને તે બન્નેને તથા આ આત્માની પાછળ વિભૂતિઓ, પશુઓ અથવા ગૃહો-(ગૃહ-વાસનાઓ) છે તે સર્વેને અને બીજા બધાઓનો ત્યાગ કરીને ચારો તરફ વ્યાપ્ત એવા મને અનન્ય ભકિતથી ભજે છે, તેઓને બધાને હું મૃત્યુથી પાર ઉતારૂં છું-

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।
दीयमानं न गृह्णन्ति विनामत्सेवनं जनाः ॥

( भा० ३ स्क० २९ अ. १३ )

સાલોક્ય-મુકિત-સાર્ષ્ટિ-( જીવન )-મુકિત, સામીપ્યમુકિત-સારૂપ્ય-મુકિત તથા એકત્વ-મુકિત-એ બધું હું આપી દઉં છું તો પણ મારા ભકતો મારા સેવન સિવાય બીજું કાંઈ સ્વીકારતા નથી.

नैकात्मतां मे स्पृहयन्ति केचि-
न्मत्पादसेवाभिरता मदीहाः ॥
येऽन्योऽन्यतो भागवताः प्रसज्य ( ज्य )
स भाजयन्ते मम पौरुषाणि ॥

( भा. ३ स्क० २५ अ० ३४ )

મારા ચરણની સેવામાં રમી રહેલા મારામાં બધી ઇચ્છાઓની સમાપ્તિ કરવા વાળા કેટલાએક મારી સાથેની એકાત્મતાને ચાહતા

નથી અને જે ભગવજ્જનો ( મારા સેવકો ) બળાત્કારે અથવા રાજી ખુશીથી મારાં ચરિત્રોના પ્રસંગને અનુસરીને મારાં પરાક્રમોને ભજાવે છે. તેઓજ મારી ખરી સેવા કરે છે.

न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यम् ।
न सार्वभौमं न रसाधिपत्यम् ॥
न योगसिद्धीरपुनर्भवं वा ।
वाञ्छन्ति यत्पादरजःप्रपन्नाः ॥

( भा. ११ स्क० १४ अ० १४ )

જેઓ પરમાત્માના ચરણારવિન્દની રજને પ્રાપ્ત થયેલા છે તેઓ [1]પરમેષ્ઠિપણાને, મહેન્દ્ર જેટલી બુદ્ધિમત્તાને, અથવા સાર્વભૌમપણાને, અથવા રસોના અધિપતિપણાને, અથવા યોગસિદ્ધિઓને, અથવા મુક્તિને, ચાહતા નથી. ચરણ સેવા એજ તેઓના અન્તઃકરણમાં પરમ પ્રાપ્ય વસ્તુ છે.

प्रल्हादः—अहन्त्वकामस्त्वद्भक्त स्त्वन्तु ( क्व ) स्वाम्यनपाश्रयः ।
नान्यथेहावयो र्थो राजसेवकयोरिव ॥

( भा. ७ स्क. १० अ. ६ )

પ્રહ્લાદ કહે છેઃ કે—હે પરમાત્મન્ હું તો કોઈ પણ વાસના રહિત આપનો શુદ્ધ ભકત ( સેવક ) છું અને આપતો સર્વેના આધાર એવા અમારા સ્વામી છો. જેમ રાજા અને સેવક બન્ને જુદા ગણાય; પરંતુ બન્નેનું પ્રયોજન એકજ છે. તેમ અમારી અને તમારી વચ્ચે બીજું કાંઇ પ્રયોજન નથી.

पृथुः—न कामये नाथ ! तदप्यहं ध्रुवम् ( क्वचित् ) ।
न यत्र युष्मच्चरणाम्बुजासवः ॥
महत्तमान्तर्हृदयान्मुखच्युतो ।
विधत्स्वकर्णायुतमेष मे वरः ॥

( भा. ४ स्क०२० अ० २४)

પૃથુ કહે છે—હે નાથ ! જયાં આપની ચરણસેવાનો રસાસ્વાદ મળતો નથી, તે પદ જુઓ કે નિશ્ચલ હોય તો પણ તે પદને હું ચાહતો

---

[1] સર્વ પદાર્થોનું સ્વામિપણું—સર્વત્ર અધિકારપણું—તેને.

નથી. મોટામાં મોટા મારા અન્તર્હૃદયદ્વારા, મુખમાંથી પડેલો. આ શ્રેષ્ઠ વરદાન મારા હજાર કર્ણોને ( આપનું કથામૃત સાંભળવા યોગ્ય ) બનાવે.

ध्रुवः—या निर्वृतिस्तनुभृतां तवपादपद्म-
ध्यानाद्भवज्जनकथाश्रवणेन वा स्यात् ॥
सा ब्रह्मणि स्वमहिमन्यपि नाथ ! माभूत् !
किन्त्वन्तकासिलुलितात् पततां विमानात् ॥

( भा. ४ स्कं० ९ अ० १० )

ધ્રુવજી કહે છેઃ—હે નાથ ! તમારા ચરણ કમલના ધ્યાનથી તથા આપના કથાના શ્રવણથી જે શાન્તિ મનુષ્યોને થાય છે. તે શાન્તિ સ્વમહિમાવાળા અથવા યમની અસિધારાથી ખળભળી ગયેલા વિમાનમાંથી ઉતરનારાઓને ( સ્વર્ગમાં ) શોધીને મળતી હતી ? અર્થાત્ જે શાન્તિ ભક્તિથી મળે છે તેવી બીજી કશાથી મળતીજ નથી.

महिष्यः—न वयं साध्वि साम्राज्यं स्वाराज्यं भौज्यमप्युत ।
वैराग्यं [ज्यं] पारमेष्ठ्यं वा (ञ्च) आनन्त्यं वा हरेः पदम्॥
कामयामह एतस्य श्रीमत्पादरजःश्रियः ।
कुचकुंकुमगन्धाढ्यं मूर्ध्ना वोढुं गदाभृतः ॥

( भा. १० स्कं० ८३ अ० ४१।४२ )

મહિષી—( પટરાણી ) ઓ કહે છેઃ—

હે સાધ્વિ ! અમો સામ્રાજ્યને, સ્વારાજ્યને ભોગવી શકાય એવા વૈભવોને, વૈરાગ્યને અથવા પરમેષ્ઠિપણાને, અથવા અનન્ત પણાને, ચાહતાં નથી; પરંતુ શ્રી લક્ષ્મીનાસ્તનઉપરના કેસર અને ગન્ધ-યુક્ત, ગદાધારી શ્રીહરિના ચરણની રજ મસ્તક વડે વહન કરવાને ઇચ્છીએ છીએ.

इन्द्रः—प्रत्यानीताः परम ! भवता त्रायतान्नः स्वभागा-
दैत्याक्रान्तं हृदयकमलं त्वद्गृहं प्रत्यबोधि ॥
कालग्रस्तं कियदिदमहोनाथ ! शुश्रूषतां ते ।
भुक्तिस्तेषां न हि बहुमता नारसिंहापरैः किम् ॥

( भा० ७ स्कं० ८ अ० ४२ )

હે શ્રેષ્ઠ ભગવન્! રક્ષણ કરતા આપે અમારા (યજ્ઞીય) સ્વભાગો પાછા આપ્યા અને દૈત્યે વડે દબાયલું અમારૂં હૃદય કમલ તમારા ગૃહ (સ્વરૂપ) ને જાણવા લાગ્યું. આ બધું કાલગ્રસ્ત કેટલું હશે! હે નાથ! તારી સેવાકરનારાઓની મુક્તિ બીજા નરસિંહસ્વરૂપ ધારીઓથી શું નથી મનાઈ! અર્થાત્ તેવા દૈત્યોનું વિદારણ તમારા ભકિતરૂપી નરસિંહ સ્વરૂપથીજ થઇ શકે છે!

તેમજ;—

यस्य भक्तिर्भगवति हरौ निःश्रेयसात्मनि ।
विक्रीडतोऽमृताम्भोधौ किं तुच्छैः खातकोदकैः ॥

(भा० ६ स्क० १२ अ० २२)

જે પુરૂષની ભકિત કલ્યાણસ્વરૂપ પૂજ્ય-હરિમાં હોય છે, તેને કઇ વસ્તુની ન્યૂનતા છે?કારણ કે અમૃતના મહાસાગરમાં ક્રીડા કરનારને તુચ્છ એવાં ખાબોચીઆના પાણીથી કેવો સંતોષ હોઇ શકે! જેનું હૃદય વ્યાપક અને સંતોષી બન્યું હોય, પછી તે ક્ષુદ્રવાસનાઓમાં પોતાનો અધિકાર જમાવતુંજ નથી.

वृत्रः—न नाकपृष्ठं न च पारमेष्ठ्यं ।
न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा ।
समञ्जस! त्वा विरहय्य कांक्षे ॥

(भा० ६ स्क० ११ अ० २५)

હે સમંજસ! ભગવન્! તારા સિવાય હું સ્વર્ગના નિવાસને અથવા પરમેષ્ઠિપણાને અથવા સર્વભૂમિની માલિકીને અથવા સવ રસોના અધિપતિ-પણાને અથવા યોગસિદ્ધિઓને, અથવા મોક્ષને પણ ચાહતો નથી મને તો કેવળ તારીજ જરૂર છે.

એમ વૃત્ર—સ્તુતિ કરે છે.

श्रुतयः—दुरधिगमात्मतत्त्वनिगमाय तवात्ततनो-
श्चरितमहामृताब्धिपरिवर्तपरिश्रमणाः ।

न परिलषन्ति केचिदपवर्गमपीश्वर ! ते ।
चरणसरोजहंसकुलसङ्गविसृष्टगृहाः ॥

( भा० १० स्क० ८७ अ० २१ )

શ્રુતિઓ સ્તુતિ કરે છે:—

હે ઈશ્વર ! મહા મુશ્કેલીથી જાણી શકાય એવા આત્મતત્ત્વ રૂપી વેદ ( જ્ઞાન–શાસ્ત્ર ) ને માટે પણ સંગ્રહી રાખ્યુંછે સ્વસ્વરૂપ જેણે, એવા તમારા ચરિત્રરૂપી મહાઅમૃતના સાગરમાં, ડુબકી વડે થાકી જતાં છતાં પણ ચરણરૂપી કમળોના હંસ સમુદાયના સંગની માફક ઘરને છોડી દઈને ઘણાએક ભકતો મુકિતને પણ ચાહતા નથી.

એ પ્રમાણેના અન્ય ઉદાહરણોની પણ આંહિ સંગતિ કરી લેવી, આ પ્રમાણેના મોક્ષ પર્યન્ત સકલ ફળોની અપેક્ષારહિત સ્વરૂપ વાળું પર વૈરાગ્ય હોય તો બીજા ફલમાં પ્રેમનો ઉદય ન થતો હોવાથી પરમાનન્દ સ્વરૂપ વડે પરમાત્મામાંજ પ્રેમની પરાકાષ્ઠાને પામે છે.

જેમ વૃત્રને—

अजातपक्षा इव मातरं खगाः ।
स्तन्यं यथा वत्सतराः क्षुधार्ताः ॥
प्रियं प्रियेव व्युषितं विषण्णा ।
मनोऽरविन्दाक्ष ! दिदृक्षते त्वाम् ॥ इति ।

( भा० ६ स्क० ११ अ० २६ )

હે અરવિન્દાક્ષ ! જેને પાંખો નથી આવી એવાં પક્ષીનાં બચ્ચાઓ પોતાની માનેજ જેમ, તથા નાના ભુખ્યાં થયેલા વાછરડાંઓ જેમ માતાના સ્તનમાં રહેલા દુધનેજ જેમ, અથવા પ્રેમથી ઉભરાતી સ્ત્રી પોતાના ધણીનેજ જેમ, તેમજ ઉદાસીનો નિર્મળજ્યોતિની માફક મારૂં મન આપને વારંવાર જોયા કરે છે.

એટલા માટેજ જ્ઞાન સિવાય પરવૈરાગ્ય થતું ન હોવાથી અને પરવૈરાગ્ય સિવાય પરમાત્મામાં પ્રેમની પરાકાષ્ઠા ન થતી હોવાથી તે બન્નેને માટે જ્ઞાન અને વૈરાગ્ય બન્ને દૃઢ કરવાં જોઈએ. અને તે કહ્યું છે.

असेवयायं प्रकृते र्गुणानां ।
ज्ञानेन वैराग्यविजृम्भितेन ॥
योगेन मय्यर्पितया च भक्त्या ।
मां प्रत्यगात्मानमिहावरुन्धे ॥

( भा० ३ स्क० २५ अ० २७ )

પ્રકૃતિના ગુણોનું સેવન ( સંસર્ગ ) ન કરવાથી વૈરાગ્યયુકતજ્ઞાનયોગવડે અને મારામાં અર્પણ કરેલી ભકિતવડે, ઇન્દ્રિયોથી ન ગ્રહણ કરી શકાય, એવા મને આ પોતાના અન્તઃકરણોમાં રોકી રાખે છે.

ज्ञानवैराग्ययुक्तेन भक्तियोगेन योगिनः ।
क्षेमाय पादमूलं मे प्रविशन्त्यकुतोभयम् ॥

( भा० ३ स्क० २५ अ० ४३ )

જ્ઞાન અને વૈરાગ્યથી યુકત એવા ભક્તિયોગવડે યોગીજનો પોતાના કુશળને માટે ચારો તરફથી નિર્ભય, એવા મારા પાદ-મૂળ ( ચરણ સેવા ) માં પ્રવેશ કરે છે.

इत्यच्युतांघ्रिं भजतोऽनुवृत्त्या ।
भक्ति र्विरक्ति र्भगवत्प्रबोधः ॥
भवन्ति वै भागवतस्य राजन् ।
ततः परां शान्तिमुपैति साक्षात् ॥

( भा० ११ स्क० २ अ० ४३ )

એ પ્રમાણે હે રાજન્ ! નિરંતર એકચિત્તથી પરમાત્માના ચરણનું ધ્યાન ધરતા ભગવજ્જનને ભકિત વૈરાગ્ય અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન એવી રીતે થાય છે, ત્યારબાદ સાક્ષાત્ ઉત્તમ શાન્તિને પામે છે.

ભાગવતસ્ય–એટલે ભગવદ્ધર્મના અનુષ્ઠાન કરનાર પવિત્ર ગાથાઓનું શ્રવણ કરનારાને, પ્રથમ ભગવાનના સ્વરૂપનું જ્ઞાન થાય છે. ત્યાર પછી વૈરાગ્ય અને પછી પ્રેમલક્ષણા ભક્તિ થાય છે.એમ સમજવું.

એ બધું શ્રીભગવાને ઉદ્ધવજીને સમજાવ્યું છે:—

ज्ञानिनस्त्वहमेवेष्टः स्वार्थो हेतुश्च सम्मतः ।
स्वर्गश्चैवापवर्गश्च नान्योऽर्थो मदृते प्रियः ॥

ज्ञानविज्ञानसम्पन्नाः पदं श्रेष्ठं विदुर्मम
ज्ञानी प्रियतमोऽतोमे ज्ञानेनासौ बिभर्ति माम् ॥

( भा० ११ स्क० १९ अ० २।३ )

જ્ઞાનની દૃષ્ટિએ હું જ કેવલ પ્રિય છું, કારણ કે તેમાં હેતુ, સ્વાર્થ મય રહેલો છે સ્વર્ગ અને મોક્ષ એ બેઉનેજ સ્વાર્થતા-યુકત કહી શકાય. મારા સિવાય બીજી કોઇ વસ્તુ તેને મન પ્રિય હોતીજ નથી.

જ્ઞાનીઓ અને વિજ્ઞાનીઓ મારા પદનેજ શ્રેષ્ઠ સમજે છે અને તેમાં પણ જ્ઞાની મને અત્યંત વહાલો છે, કારણ કે તે જ્ઞાનથી જ મારૂં પોષણ કરે છે.

તે જ્ઞાન કેવું છે ? એવી આકાંક્ષા થતાં તે સંક્ષેપથીજ ત્યાં કહેલું છેઃ—

त्वय्युद्धवाश्रयति यस्त्रिविधो विकारो ।
मायान्तरापतति नाद्यपवर्गयोर्यत् ॥
जन्मादयोऽस्य यदमी तव तस्य किं स्यु-
राद्यन्तयोर्यदसतोऽस्ति तदेव मध्ये ॥

( भा० ११ स्क० १९ अ० ७ )

હે ઉદ્ધવ ! તમારામાં જે ત્રણ પ્રકારનો વિકાર આશ્રય કરે છે. અને જે હેતુથી જન્મ—અને મોક્ષમાં માયારૂપી વ્યવધાન હોવાથી પડતું નથો તે આ, જન્મ સ્થિતિ અને લય વગેરે તમોને કેમ ન હોય, કારણ કે જે આદિ અને અન્ત રૂપી અસત્—અનિત્ય છે. તેજ મધ્ય-સ્થિતિ સમયમાં રહેલાં હોય છે. અર્થાત્—જે વિકારનો, જ્ઞાન થયા પછી હમેશાં બાધ થાય છે, તેની સત્તા કોઈ કાળે હોઇ શકતી નથી.

પરમાત્માસિવાય જે કાંઇ દૃશ્યમાન છે. તે સર્વ માયામય હોવાને લીધે સ્વપ્નાની માફક માયાયુક્ત તુચ્છ છે અને દુઃખરૂપ છે માટે ત્યાજ્ય છે. ચારો તરફ વ્યાપ્ત પરમાત્માજ કેવળ સત્ય છે અને તે પરમાત્માને પ્રકાશ સ્વભાવવાળા તથા આનન્દસ્વરૂપ નિત્ય અને વ્યાપક સ્વીકારવા જોઇએ.એ પ્રમાણેના સ્વરૂપનું જ્ઞાન તે જ્ઞાન કહેવાય.

અને ભગદ્ગીતામાં તેજ કહ્યું છેઃ—

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥
तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥
उदाराः सर्व एवैते ज्ञानीत्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमो गतिम् ॥
बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

( गी० ७ अ० १६।१७।१८।१९ )

હે અર્જુન ! ચાર પુણ્યશાલીઓ મને ભજેછે. રોગથી પીડાતો, જાણવાની ઇચ્છા કરતો, પૈસાનો લાલચુ અને જ્ઞાની, હે ભરતોમાં શ્રેષ્ઠ !

તેઓમાં નિત્ય મચી રહેલો અને કેવળ એકભક્તિ જ્ઞાનીજ શ્રેષ્ઠ છે. કારણ કે જ્ઞાનિને હું અત્યંત પ્રિય છું અને મને તે પ્રિય છે.

એ બધા ચારે પ્રકારના ઉપાસકો ઉદાર ચરિત્રવાળા છે અને જ્ઞાની એ તો મારો આત્માજ છે. કારણ કે તે યુક્તાત્મા, સર્વોત્તમ એવી મારામાંજ ગતિને પહોંચલો હોય છે.

ઘણા એક જન્મો વીત્યાપછી જ્ઞાનવાન્ પુરૂષ મને પ્રાપ્ત કરે છે ( સારી રીતે ઓળખે છે ) અને તેને આ બધું વાસુદેવમય છે એમ જ્ઞાન થાય છે; પરંતુ તેવો મહાત્મા અત્યંત દુર્લભ(વિરલો)હોય છે.

વાસુદેવ સિવાય બીજી સર્વે વસ્તુઓ માયાથી બનેલી હોવાને લીધે, તુચ્છ ( અસ્વીકાર્ય ) હોવાથી અસ્તિત્વ ધરાવીજ શકતી નથી; માટે વાસુદેવ જ્ઞાન સ્વરૂપ હોવાથી, પ્રિયતમ—અત્યન્ત વહાલો આનંદ સ્વરૂપ અને સત્ય છે. એવું જ્ઞાન તે સ્થાયિભાવ કહેવાય. અને આવા જ્ઞાનપૂર્વક વૈરાગ્ય હોય તેજ ભક્તિ—યોગમાં ઉપયોગી છે તેમ જણાવેલું છે—

श्रुतिप्रत्यक्षमैतिह्यमनुमानं चतुष्टयम् ।
प्रमाणेष्वनवस्थानाद्विकल्पात् स विरज्यते ॥
कर्मणां परिणामित्वा दाविरिंच्यादमङ्गलम् ।
विपश्चिन्नश्वरं पश्येददृष्टमपि दृष्टवत् ॥

( भा० ११ स्क० १९ अ० १७-१८ )

શ્રુતિ ( વેદ ), પ્રત્યક્ષ, ઐતિહ્ય અને અનુમાન એમ ચાર પ્રકારના પ્રમાણોમાં પણ જ્ઞાનીને અનવસ્થા લાગવાથી તથા આભાસ માત્ર થવાથી તે વિરક્તિ ( ઉદાસીન-પણા )ને પામે છે.

પ્રત્યેક કર્મો પરિણામી હોવાને લીધે, તે જ્ઞાની બ્રહ્મલોક પર્યન્તને નાશ યુક્ત ( નશ્વર ) જુએ છે અને અદૃષ્ટ હોય તેને પણ દૃષ્ટની માફક જુએ છે.

તેમજ બીજે પ્રસંગે ભાગવતમાં જ કહ્યું છે:—

कर्माण्यारभमाणानां दुःखहत्यै सुखाय च ।
पश्येत् पाकविपर्यासं मिथुनी चारिणां नृणाम् ॥
नित्यार्तिदेन वित्तेन दुर्लभेनात्ममृत्युना ।
गृहापत्याप्तपशुभिः का प्रीतिः साधितैश्चलैः ॥
एवं लोकं परं विद्यान्नश्वरं कर्मनिर्मितम् ।
स तुल्यातिशयध्वंसं यथा मण्डलवर्त्तिनाम् ॥

( भा० ११ स्क० ११ अ० २२-२४ )

કર્મોનો આરંભ કરનારા અને કર્મોમાં થતા પાપ-પુણ્ય-ના સંસર્ગને અનુસરનારા ઓનાં કર્મો દુઃખને દૂર કરવા તથા સુખ પ્રાપ્તિને માટે હોય છે એ હેતુથી કર્મોમાં પાકના વિપર્યાસ ( ઉલટા-પણા )ને જ જોયા કરવું.

હમેશાં પીડા કરનારા વિત્તથી, અને દુર્લભ એવા પોતાના મૃત્યુ-( વાસના-ક્ષય ) થી ઘર પરિવાર, આપ્તજનોને અને પશુ વગેરે સાધનોથી, કે જેઓ ચલાયમાન અસ્થિર-સ્વભાવના છે તે એકઠા કર્યાથી શું આનંદ પ્રાપ્ત થઇ શકે છે. ? અર્થાત્ બાહ્યસાધનોથી સ્વરૂપ, સ્વસ્વરૂપ જાણી જ શકાતું નથી.

તો એ પ્રમાણે કર્મ—ફલથી બનેલા પર-શ્રેષ્ઠ-લોકને પણ નાશવાળો જાણવો જોઇએ. જે પ્રમાણે મણ્ડલ (મર્યાદા) માં રહેલા પદાર્થોનો અતિશય (શ્રેષ્ઠ પણું) અને નાશ સમાન જ હોય છે. તેમજ બ્રહ્મ લોક પર્યન્તના લોકો સર્વે મર્યાદિત છે, તેમજ ત્યાં થતું ઓછા વત્તા પ્રમાણમાં સુખ દુઃખ પણ મર્યાદિત છે. આત્માના સચ્ચિદાનન્દ સ્વરૂપમાં અથવા પ્રેમલક્ષણા ભકિતમાં મર્યાદિતપણું હમેશાં બાધિતજ હોઇ શકે છે.

ભગવદ્ધર્મોનું અનુષ્ઠાન કરનારને જ્ઞાન-વૈરાગ્ય પૂર્વક કેવી ભકિત થાય છે ? એ પ્રશ્ન ઉપસ્થિત થતાં શ્રીમદ્ભાગવતોના પ્રમાણોથી જ ઉદાહરણ આપે છેઃ—

यद्यनीशो धारयितुं मनो ब्रह्मणि निश्चलम् ।
मयि कर्माणि सर्वाणि निरपेक्षः समाचर ॥

श्रद्धालु र्मे कथाः शृण्वन् सुभद्रा लोकपावनीः ।
गायन्ननुस्मरन् जन्म कर्म चाभिनयन् मुहुः ॥

मदर्थे धर्मकामार्था नाचरन् मदपाश्रयः ।
लभते निश्चलां भक्तिं मय्युद्धव सनातने ॥

( भा० ११ स्क० ११ अ० २२–२४ )

શ્રીભગવાન્ ઉદ્ધવજી પ્રત્યે કહે છેઃ—કે હે ઉદ્ધવ ! જો હમેશાં મનને બ્રહ્મમાં સ્થિર રાખવાને તું અશકત હો તો, કર્મોના ફલની દરકાર રાખ્યા સિવાય મારામાં (મને)-અર્પણ કરવાની બુદ્ધિથી તું સર્વે કર્મોનું અનુષ્ઠાન કર.

અને શ્રદ્ધાલુ થઇને અત્યંત કલ્યાણકારક, લોકને પવિત્ર કરનારી મારી કથાઓનું શ્રવણ કરતો, મારા ગુણોને ગાતો, મારૂં વારંવાર સ્મરણ કરતો, જન્મ અને કર્મને તુચ્છકારતો મારા માટેજ ધર્મ, અર્થ અને કામને આચરતો, મારામાંજ આશ્રય કરીને સનાતન (અનાદિ) એવા મારામાં જે કોઇ નિશ્ચલ ભકિત કરેછે તેજ મને પ્રાપ્ત કરે છે.

તેમજ—

भक्तियोगः पुरैवोक्तः प्रीयमाणाय तेऽनघ !
पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणं परम् ॥

श्रद्धाऽमृतकथायां मे शश्वन्मदनुकीर्त्तनम् ।
परिनिष्ठायान्तु पूजायां स्तुतिभिः स्तवनं मम ॥

आदरः परिचर्य्यायां सर्वाङ्गैरभिवन्दनम् ।
मद्भक्तपूजाभ्यधिका सर्वभूतेषु मन्मतिः ॥

मदर्थेत्वङ्गचेष्टा च वचसा मद्गुणेरणम् ।
मय्यर्पणञ्च मनसः सर्व्वकाम विवर्जनम् ॥

मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ।
इष्टं दत्तं हुतं जप्तं मदर्थं यद्व्रतं तपः ॥

एवं धर्म्मै मनुष्याणा मुद्धवात्मनिवेदिनाम् ।
मयि सञ्जायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ॥

( भा० ११ स्क० १९ अ० १९—२४ )

હે પાપરહિત ( અનઘ ! ) તારા ઉપર પ્રસન્ન થતાં મેં પહેલાં તને ભકિત–યોગ કહ્યો જ છે. અને હવે પછી મારી ભકિતના ઉત્તમ કારણને આગળ કહીશ.

મારી અમૃતકથામાં શ્રદ્ધા અને નિરંતર સ્મરણ અને પૂજા સમાપ્ત થયા પછી સ્તુતિઓ વડે મારૂં સ્તવન.

સેવામાં આદર-ભાવ સર્વે અંગોથી અભિવન્દન, મારા ભકતોમાં અત્યન્ત માન અને સર્વ પ્રાણીઓમાં મારી બુદ્ધિ.

જે કાંઇ અંગોની ચેષ્ટા થાય તે મારા માટેજ, મને હરઘડી યાદ કરતાં જ થાય. વાણી વડે કરીને મારા જ ગુણોનું કીર્તન થાય. સર્વે મનોરથોને ત્યાગ કરીને મનને પણ મારામાં જ અર્પણ કરી દે.

દ્રવ્યનો ત્યાગ ( દાન ) તે પણ મને ઉદ્દેશીને જ કરવામાં આવે ભોગનો ત્યાગ અને સુખનો ત્યાગ પણ મારા માટેજ થાય. યજ્ઞ, દાન, હોમ, જપ, તથા ઉગ્ર તપ પણ મારા માટેજ થાય,

એ પ્રમાણે હે ઉદ્ધવ! જેને આત્મતત્ત્વ જાણવાની ઇચ્છા છે, તેવા મનુષ્યોને ઉપર કહેલા ધર્મોવડે મારામાં ભકિત ઉત્પન્ન થાય છે અને જ્યારે ભકિત થઇ, પછી કાંઇ પણ તેને માટે કરવાનું બાકી રહેતું નથી.

તેમજ ભાગવતના અન્ય પ્રકરણમાં પણ.—

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥

तत्र भागवतान् धर्माञ्छिक्षेद्गुर्वात्मदैवतः ।
अमाययानुवृत्त्या यैस्तुष्येदात्मात्मदो हरिः ॥

सर्वतो मनसोऽसङ्गमादौ सङ्गञ्च साधुषु ।
दयां मैत्रीं प्रश्रयञ्च भूते (ष्व) श्रद्धा यथोचितम् ॥

शौचं तपस्तितिक्षां च मौनं स्वाध्याय मार्जवम् ।
ब्रह्मचर्यमहिंसाञ्च समत्वं द्वन्द्वसंज्ञयोः ॥

सर्वत्रात्मेश्वरान् वीक्षां कैवल्य मनिकेतताम् ।
विविक्तं चीरवसनं सन्तोषं येन केनचित् ॥

श्रद्धां भागवते शास्त्रे निन्दामन्यत्र चापि हि ।
मनोवाक्काय (कर्म्म) दण्डञ्च सत्यं शमदमावपि ॥

श्रवणं कीर्त्तनं ध्यानं हरेरद्भुतकर्म्मणः ।
जन्म कर्म्म गुणानाञ्च तदर्थेऽखिलचेष्टितम् ॥

इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम् ।
दारान् सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम् ॥

एवं कृष्णात्मनाथेषु मनुष्येषु च सौहृदम् ।
परिचर्य्यां चोभयत्र महत्सु नृषु साधुषु ॥

परस्परानुकथनं पावनं भगवद् यशः ।
मिथो रतिर्मिथस्तुष्टि र्निवृति र्मिथ आत्मनः ॥

स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम् ।
भक्त्या संजातया भक्त्या बिभ्रत्युत्पुलकां तनुम् ॥

क्वचिद्रुदन्त्यच्युतचिन्तया क्वचिद्-
धसन्ति नन्दन्ति वदन्त्यलौकिकाः ।

नृत्यन्ति गायन्त्यनुशीलयन्त्यजं
भवन्ति तूष्णीं परमेत्यनिर्वृताः ॥

इति भागवतान् धर्मान् शिक्षेद्भक्त्या तदुत्थया ।
नारायणपरो माया मञ्जस्तरति दुस्तरम् ॥ इति ॥

( भा० ११ स्क० ३ अ० २१—३२ )

તે માટે ઉત્તમ શ્રેયને જાણવાની ઇચ્છા કરનાર શબ્દબ્રહ્મ ( વેદ ) માં અને પરબ્રહ્મમાં પારંગત અને શાન્તિના નિવાસરૂપ ગુરૂનો આશ્રય કરવો જોઈએ.

ત્યાં–ગુરૂ સ્થાનમાં ,ગુરૂમાં અને પોતામાં શ્રદ્ધા રાખીને ભગવાનને જાણી શકાય એવા અનુકૂળ ધર્મોને શિખવા કે જે ધર્મોમાં કપટ ન હોય, દમ્ભ, ન હોય અને પરમાત્માનું જ અનુસરણ હોય તેવા ધર્મોથી પોતાનામાં આત્મતત્ત્વને આપનાર પરમાત્મા સન્તુષ્ટ રહે.

ચારે તરફથી મનને અસંગી બનાવવું અને પ્રથમ સાધુજનોમાં સંગને અને પ્રાણિમાત્રમાં દયા–મૈત્રી, અને વિનયને યથોચિત ધારણ કરવાં.

પવિત્રતા, તપ, સહનશીલતા, મૌન વેદાધ્યયન, સરલતા, બ્રહ્મચર્ય અહિંસા ( સુખ દુઃખ અને શીત-ઉષ્ણ એવા ) દ્વન્દ્વોમાં સમબુદ્ધિ સર્વત્ર પરમાત્માનું જ ધ્યાન તથા કૈવલ્ય—બુદ્ધિ વ્યાપકતા. ખુલ્લું એક લાંબુ વસ્ત્ર અને કોઈણી પ્રકારથી સન્તોષ.

ભાગવત શાસ્ત્રમાં શ્રદ્ધા, પ્રાપંચિક કથાઓમાં નિન્દા (અવિશ્વાસ, તનનો વાણીનો અને કાય ( કર્મ- ) નો દણ્ડ સત્ય, શમ અને દમ.

અદ્ભુત પરાક્રમવાળા શ્રી. પરમાત્માનું શ્રવણ, કીર્તન અને ધ્યાન, જન્મ-કર્મ અને ગુણોની બધી ચેષ્ટાઓ તેનેજ માટે હોવી જોઈએ.

યાગ, દાન. તપ, જપ અને જે કાંઈ આત્માને હિતકર આચરણ સ્ત્રી, પુત્રો ઘર પ્રાણો જે કાંઇ હોય તેનું પરબ્રહ્મને અર્પણ કરવું.

એ પ્રમાણે કૃષ્ણ પરમાત્મારૂપી આત્માના માલિકોમાં અને મનુષ્યોમાં તે બન્નેમાં પરિચર્યા—( સેવાભાવ ) મોટા પુરૂષોમાં તેમજ સજ્જનોમાં પણ ( સેવકભાવ ).

પરસ્પર ગુણાનુવાદ, પવિત્ર કરનારૂં ભગવદ્ યશ, પરસ્પરપ્રેમ અને પરસ્પર સન્તોષ તથા નિવૃત્તિ, પરમ શાન્તિ આત્માની પણ તેવીજ હોય.

પાપના સમૂહને હરવાવાળા હરિનું સ્મરણ કરતા અને સ્મરણ કરાવતા તથા ભકિત ( શ્રદ્ધા ) થી ઉત્પન્ન થયેલી ભક્તિ—( વિશ્વ-પ્રેમ ) થી રોમાંચિત શરીરને ધારણ કરે છે.

અલૌકિક ભકતજનો ઘડી ભરમાં પરમાત્માનું ચિન્તન કરવાથી રડે છે. ઘડીભર હસ્યા કરે છે. આનંદ પામે છે, બોલ્યા કરે છે, નાચે છે, ગાય છે અને પરબ્રહ્મ પરમાત્માની હૃદયમાં વારંવાર ભાવના કર્યા કરે છે અને પરમપદને પામીને શાન્ત થયેલા મુંગાજ બની જાય છે.

એ પ્રમાણે ભગવાન્ સંબંધી—ધર્મોને ભકત જન શિખે છે. અને તેનાથી ઉત્પન્ન થતી ભકિતવડે નારાયણનું ચિન્તન કરતો દુસ્તર માયારૂપી અન્ધકારને તરી જાય છે.

એટલા માટે એવા પ્રકારના, શાસ્ત્રોમાં કહેલા ઉપાયોથી મનની શુદ્ધિ મેળવી લેવી જોઇએ, શાસ્ત્રીય ઉપાયોનેજ જિજ્ઞાસુજનોની બુદ્ધિ ( સમજ ) ની સુગમતા માટે જુદી જુદી ભૂમિકાના ભેદથી કહેવાની ગ્રન્થકાર પ્રતિજ્ઞા કરે છે.

**उपायाः प्रथमस्कन्धे नारदेनोपवर्णिताः ।**
**संक्षेपात्तानहं वक्ष्ये भूमिभेदविभागतः ॥ ३१ ॥**

શ્રીમદ્ભાગવતના પ્રથમ સ્કન્ધમાં નારદજીએ જે ઉપાયો વર્ણવ્યા છે, તે ઉપાયોને ભૂમિકા અને તેના ભેદો, એમ જુદા વિભાગથી હું સંક્ષેપથી કહું છું.

તેજ ઉપાયોને સ્પષ્ટપણે કહે છે.——

**प्रथमं महतां सेवा तद्दया पात्रता ततः ।**
**श्रद्धाथ तेषां धर्मेषु ततो हरिगुणश्रुतिः ॥ ३२ ॥**

પહેલાં તો મોટા—સત્પુરૂષોની સેવા કરવી અને ત્યાર પછી તેમની દયાના પાત્ર બનવું અને તેઓના ધર્મોપદેશમાં શ્રદ્ધા રાખવી. ત્યાર પછી પરમાત્માના ગુણોનું શ્રવણ કરવું.

**ततो रत्यंकुरोत्पत्तिः स्वरूपाधिगतिस्ततः ।**
**प्रेमवृद्धिः परानन्दे तस्याथस्फुरणं ततः ॥ ३३ ॥**

ત્યાર પછી પ્રેમના અંકુરોની ઉત્પત્તિ થાય છે અને ત્યાર બાદ સ્વરૂપ જ્ઞાન થાય છે. પછી પરમાનન્દમાં પ્રેમવૃદ્ધિ થાય છે અને ત્યાર પછી પરમાનન્દનું સ્ફુરણ થાય છે.

**भगवद्धर्मनिष्ठातः स्वस्मिंस्तद्गुणशालिता ।**
**प्रेम्णोऽथ पराकाष्ठेत्युदिता भक्तिभूमिका ॥ ३४ ॥**

ભગવદ્ ધર્મોમાં નિષ્ઠા થવાથી પોતામાં તેવા ગુણોની સંપત્તિ મળે છે અને પ્રેમની પરાકાષ્ઠા-ઉદય પામે છે. તે ભક્તિની ભૂમિકા કહેવાય છે

તેમજ વ્યાસજી અને નારદજીના સંવાદમાં નારદજી કહે છેઃ—

अहं पुरातीतभवे भवं मुने ।
दास्याश्च कस्याश्च न वेदवादिनाम् ॥
निरूपितो बालक एव योगिनाम् ।
शुश्रूषणे प्रावृषि निर्विविक्षताम् ॥

ते मय्यपेताखिलचापलेऽर्भके ।
दान्तेऽधृतक्रीडनकेऽनुवर्त्तिनि ॥
चक्रुः कृपां यद्यपि तुल्यदर्शनाः ।
शुश्रूषमाणे मुनयोऽल्पभाषिणि ॥

उच्छिष्टलेपाननुमोदितो द्विजैः ।
सकृत्स्म भुञ्जे तदपास्तकिल्बिषः ॥
एवं प्रवृत्तस्य विशुद्ध चेतस ।
स्तद्धर्म एवात्मरुचिः प्रजायते ॥

तत्रान्वहं कृष्णकथाः प्रगायता ।
मनुग्रहेणा शृणवं मनोहराः ॥
ताः श्रद्धया मेऽनुपदं विशृण्वतः ।
प्रियश्रवस्यङ्ग ममाभवद्रुचिः ( रतिः) ॥

तस्मिंस्तदा लब्धरुचेर्महामते !
प्रियश्रवस्य स्खलिता मति मम ॥

यथाहमेतत् सदसत्स्वमायया ।
पश्ये मयि ब्रह्मणि कल्पितं परे ॥

इत्थं शरत्प्रावृषिकावृतू हरे ।
विशृण्वतो मेऽनुसवं यशोऽमलम् ॥
संकीर्त्यमानं मुनिभि र्महात्मभिः ।
भक्तिः प्रवृत्तात्मरजस्तमोऽपहा ॥

तस्यैवं मेऽनुरक्तस्य प्रश्रितस्य हतैनसः ।
श्रद्दधानस्य बालस्य दान्तस्यानुचरस्य च ॥

ज्ञानं गुह्यतमं यत्तत् साक्षाद्भगवतोदितम् ।
अन्ववोचन् गमिष्यन्तः कृपया दीनवत्सलाः ॥

येनैवाहं भगवतो वासुदेवस्य वेधसः ।
मायानुभावमविदं येन गच्छन्ति तत्पदम् ॥

एतत्संसूचितं ब्रह्मंस्त्वया यद्विचिकित्सितम् ।
यदीश्वरे भगवति कर्म ब्रह्मणि भावितम् ॥

आमयो यश्च भूतानां जायते येन सुव्रत ।
तदेव ह्यामयं द्रव्यं न पुनाति चिकित्सितम् ॥

एवं नृणां क्रियायोगाः सर्वे संसृतिहेतवः ।
त एवात्मविनाशाय कल्पन्ते कल्पिताः परे ॥

यदत्र क्रियते कर्म भगवत्परितोषणम् ।
ज्ञानं यत्तदधीनं हि भक्तियोगसमन्वितम् ॥

कुर्वाणा यत्र कर्माणि भगवच्छिक्षया सकृत् ।
गृह्णन्ति गुण—नामानि कृष्णस्यानुस्मरन्ति च ॥

ॐ नमो भगवते तुभ्यं वासुदेवाय धीमहि ।
प्रद्युम्नायानिरुद्धाय नमः संकर्षणाय च ॥

इति मूर्त्यभिधानेन मन्त्रमूर्तिममूर्तिकम् ।
यजते यज्ञपुरुषं स सम्यग्दर्शनः पुमान् ॥

इत्थं स्वनिगमं ब्रह्मन्नवेत्य मदनुष्ठितम् ।
अदान् मे ज्ञानमैश्वर्यं स्वस्मिन् भावं च केशवः ॥

(भा० १ स्क० ५ अ० २३-३९)

હે મુને ! હું પહેલા જન્મોમાં વેદવાદી-( બ્રાહ્મણો ) ઓની કોઇ પણ દાસીને ત્યાં ઉત્પન્ન થયેલો હતો, તેમજ યોગીઓમાં બાળક તરીકેજ મારૂં નિરૂપણ થયેલું છે, કે જે યોગીઓ વર્ષાઋતુમાં અડગ શ્રદ્ધાથી બેઠેલા હોય છે.

તે મુનીઓ બાલ્યાવસ્થાની ચપલતાથી દૂર રહેલા, અત્યન્તસંયમી, રમવાને માટે જેણે દડા જેવું રમકડું પકડયું છે એવા, અનુકરણ કરતા. સેવા કરનારા. ઓછું બોલનારા, મારાઉપર સરખી સમાન દૃષ્ટિવાળાઓએ કૃપાકરી.

એક વખત બ્રાહ્મણોવતી ઉશ્કેરાયલો હું પ્રભુના ઉચ્છિષ્ટલેપને ચઢાવેલા ચંદનને-હું ચાખી ગયો, ત્યાર પછી અને લેપના ચાખવાથી દૂર થયાં છે પાપો જેના એવો થયો. એ પ્રમાણે પ્રવૃત્ત થયેલા વિશુદ્ધ ચિત્તવાળાને તે ભક્તિ-શ્રદ્ધા-રૂપ ધર્મમાં આત્મ રૂચિ. ઉત્પન્ન થાય છે.

તે ધર્મમાં પ્રતિદિન કૃષ્ણ કથાને કહેનારાઓની કૃપાથી મનોહર કૃષ્ણ કથાઓ સાંભળી અને પદેપદ શ્રદ્ધાપૂર્વક કથા શ્રવણ કરવાથી મને હે પૂજ્ય ! અત્યન્ત પ્રીતિ ઉત્પન્ન થઈ.

હે મહામતે ! પ્રાપ્ત થઇ છે પ્રીતિ જેને એવા તે પ્રિય શ્રવણવાળા પરમાત્મામાં મારી મતિ અસ્ખલિત નિરંતર થવા લાગી, કે જે મતિવડે સદ્ અને અસત્સ્વરૂપ ( અનિર્વચનીય ) માયાવડે પર બ્રહ્મ સ્વરૂપ એવા મારામાં ( સચરાચર ) જગતને કલ્પેલું જોઉં છું

આ પ્રમાણે વર્ષા અને શરદ્ ઋતુ પર્યન્ત પ્રતિયજ્ઞમાં મહાત્મા અને મુનિઓ વડે ગવાતા પરમાત્માના નિર્મળયશને સાંભળતાં મારી ભક્તિ આત્માના રજ અને તમ રૂપ માયાના દોષને હરનારી થઇ.

અત્યંત અનુરક્ત અને એ પ્રમાણે વિનયી થયેલા; જેના પાપો દૂર થયાં છે, એવા શ્રદ્ધા રાખતા બાલ ( નિર્દોષ ) સ્વભાવ વાળા, ઇન્દ્રિયોને જેણે દમી છે એવા અને સર્વદા સેવકભાવથી વર્તનાર મને.

સાક્ષાદ્ ભગવાને કહેલું, અત્યન્ત ગુહ્ય-જ્ઞાન દીન-વત્સલ એવા મુનીઓ, જવાની ઇચ્છા કરતાં કરતાં કહી ગયા-ઉપદેશ આપ્યો.

કે જેનાથી જે ઉપદેશથી હું, વાસુદેવ પૂજ્યભગવાનનો માયા પ્રતાપ જાણી શકયો. તે એજ જ્ઞાન કે જેનાથી મુનીઓ તત્પદને પ્રાપ્ત કરે છે.

એ પ્રમાણે હે બ્રહ્મન્! પૂજ્ય વ્યાસજી ! તમોએ જે ભવરોગ રૂપી વ્યાધિ જ્ઞાનને માટે જે કાંઈ ઈચ્છા કરી, તે બધું મેં ઉપર કહ્યા પ્રમાણેજ તે મુનિઓએ સૂચિત કરેલું છે કે-જે કાંઈ કર્મ કરવામાં આવે તે સર્વ ઈશ્વરમાં પર-બ્રહ્મસ્વરૂપ ભગવાનમાં અર્પણ કરી દીધું હોય.

હે સુવ્રત ! જે હેતુથી પ્રાણીઓને વ્યાધિ થાય છે. તેજ હેતુ ભૂત-દ્રવ્ય ચિકિત્સામાં વ્યાધિનિવારણાર્થે યોજાતું છતાં તે ચિકિત્સાને કાંઇ પણ પવિત્ર કરતું નથી [ એટલે કે જે હેતુથી અજ્ઞાનમાં પ્રાણીઓ તણાતા હોય તો તે હેતુનો ત્યાગ કરવાથી જ પ્રાણી માત્ર સુખી થાય છે.]

એ પ્રમાણે સર્વે ક્રિયાયોગો મનુષ્યોને સંસારબન્ધનમાં કારણ બને છે અને તેજ આત્માના વિનાશને માટે બને છે.

માટે આ સંસારમાં જે કાંઈ કર્મ કરવામાં આવે તે, ભગવાનને પ્રસન્ન કરવા પુરતુંજ હોવું જોઇએ. કારણ કે ભકિતયોગ યુકત જ્ઞાન તે ભગવત કૃપાને આધીન છે.

જ્યાં ભગવાનના ઉપદેશપૂર્વક વારંવાર પણ કર્મો કરતાં અને કૃષ્ણ—પરમાત્માના ગુણ અને નામોનું સ્મરણ કરતાં સમય વીત્યા કરે છે, અને——

ॐ **नमो भगवते तुभ्यं** એ પ્રમાણે હે પૂજ્ય ભગવન્ ! તમને નમસ્કાર હો, અમો વાસુદેવનું ધ્યાન ધરીએ છીએ. પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ તથા સંકર્ષણ સ્વરૂપનું અમો ધ્યાન ધરીએ છીએ.

એ પ્રમાણે ભગવાનના સ્વરૂપના નામકથનથી મન્ત્રરૂપ મૂર્તિ-વાળા એટલેજ મૂર્તિરહિત ( શબ્દ બ્રહ્મ ) ને યજ્ઞ—પુરૂષને જે પૂજે છે તે પુરૂષેજ પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો એમ કહી શકાય.

આ પ્રમાણે હે પૂજ્ય વ્યાસજી મહારાજ ! મેં આચરેલા મારા આત્મ—યોગને જાણીને સાક્ષાત્ કેશવે મને પોતામાં જ્ઞાન ઐશ્વય અને ભાવ આપ્યાં છે.

ભગવાનની સેવા બે પ્રકારની છે. ભગવાનના ભકતોની સેવા અને સાક્ષાત્ ભગવાનની સેવા તેમાં પહેલી જે પ્રમાણે.—

महत्सेवां द्वारमाहुर्विमुक्ते ।
स्तमोद्वारं योषितां सङ्गिसङ्गम् ॥
महान्तस्ते समचित्ताः प्रशान्ता ।
विमन्यवः सुहृदः साधवो ये ॥

ये वा मयीशे कृतसौहृदार्था ।
जनेषु देहंभरवार्त्तिकेषु ॥
गृहेषु जायात्मजरातिमत्सु ।
न प्रीतियुक्ता यावदर्थाश्च लोके ॥

( भा० ५ स्कं० ५ अ० २३ )

મોટાઓ ( સત્પુરૂષો ) ની સેવા એ મુક્તિનું દ્વાર કહેવાય છે; પરંતુ સ્ત્રીઓના સંગવાળાઓના સંગને તમ ( અજ્ઞાન ) નું દ્વાર કહેવામાં આવે છે. સમાન ચિત્તવાળા · અત્યન્ત શાન્ત તે મહાત્માઓ રાગ ક્રોધ વિનાના હોઈને શુદ્ધ હ્રદયના જેઓ સાધુ પુરૂષો છે.

અથવા સમર્થ એવા મારામાં જેઓએ સખીભાવ ભક્તિયોગરૂપી પુરૂષાર્થ કરેલો છે. તે દેહનું પોષણ કરનારા વાર્તાકહેનારાઓમાં અને સ્ત્રી–પુત્ર વગેરે પરિવારવાળા ગૃહોમાં અથવા લોકોમાં જે કાંઈ સાંસારિક પદાર્થો છે, તેઓમાં તેઓ પ્રીતિવાળા હોતા નથી.

તેમજ——

प्रसङ्गमजरं पाशमात्मनः कवयो विदुः ।
स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतम् ॥

तितिक्षवः कारुणिकाः सुहृदः सर्वदेहिनाम् ।
अजातशत्रवः शान्ताः साधवः साधुभूषणाः ॥

मय्यनन्येन भावेन भक्तिं कुर्वन्ति ये दृढाम् ।
मत्कृते त्यक्तकर्माण स्त्यक्त स्वजनबान्धवाः ॥
मदाश्रयाः कथामृष्टाः शृण्वन्ति कथयन्ति च ।
तपन्ति विविधास्तापा नैतान् मद्गतचेतसः ॥

त एते साधवः साध्वि ! सर्वसंगविवर्जिताः ।
संगस्तेष्वथ ते प्रार्थ्यः संगदोषहरा हि ते ॥

( भा. ३ स्कं० २५अ० २०२४ )

આત્માના પાશ—બન્ધનને કવિઓએ અત્યન્ત સંગવાળો અને બીલકુલ નહી ઘસાતો કહ્યો છે, માટે તેજ ભકિતયોગરૂપી શુભ માર્ગ સાધુઓમાં વિદ્યમાન હોય છે કે જેનાથી મોક્ષદ્વાર ખુલ્લું છે.

સાધુઓ તેઓજ કહી શકાય કે જેઓ સહન કરનારાઓ હોય, કરૂણાથી ભીંજાયલા હોય. પ્રાણિમાત્રના મિત્રો (દ્વેષ નહી કરનારા) હોય. જેઓના શત્રુઓ ઉત્પન્નજ નથી થયા તેવા હોય, શાન્ત હોય, અને સદ્ગુણો એજ જેઓનું ભૂષણ હોય તેઓજ (સાચા) સાધુઓ છે.

વળી મારામાં અનન્ય ભાવથી દૃઢભકિત કરતા હોય અને મારે માટે સર્વે કર્મોનો ત્યાગ કરી બેઠા હોય. અને સ્વજનમાંથી અને બન્ધુ-ઓમાંથી પણ જેનો મમતા ભાવ છુટી ગયો હોય.

મારોજ આશ્રય કરીને રહેનારા હોય. કથાશ્રવણથી પીગળેલા હૃદયવાળા હોય. કથા સાંભળતા હોય તથા સંભળાવતા હોય અને મારામાંજ જેનું ચિત્ત પરોવાયલું હોય તેઓને સંસારના નાના પ્રકારના તાપો તપાવી શકતા નથી !

હે સાધ્વિ ! દેવહુતિજી ! તે આ સાધુઓ સર્વ-સંગથી દુર રહેલા હોય, તેઓનોજ સંગ પરમાત્માપાસે માગી શકાય, કારણ કે તેવા સાધુઓજ (સંસાર) સંગના દોષને હરનારા હોય છે.

તેમજ——

**यत्पादसंश्रयाः सूत मुनयः प्रशमायना।**
**सद्यः पुनन्त्युपस्पृष्टाः स्वर्धुन्यापोऽनुसेवया ॥**

(भा० १ स्क० १ अ० १५)

**तुलयाम लवेनापि न स्वर्गं नापुनर्भवम्।**
**भगवत्संगिसंगस्य मर्त्यानां किमुताशिषः ॥**

(भा० १ स्क० १८ अ० १३)

(भा० ४ स्क० ३० अ० ३४)

હે સૂત ! જેના ચરણારવિન્દનો આશ્રય કરીને રહેનારા, શાન્તિ સ્થાન છે જેઓનું એવા મુનિઓ, ગંગાજળની નિરંતર સેવાથી જો તેઓનો સ્પર્શ થયો હોય તો જલદી પવિત્ર કરે છે.

ભગવાન્‌ના સંગ કરનારાઓના સંગના અંશથી અમો સ્વર્ગની પણ તુલના કરી શકતા નથી અને મુકિતની પણ બરાબરી કરી શકતા નથી તો પછી, મનુષ્યો ઉપરના આશિર્વાદની તો શી કથા? અર્થાત્ મુનિઓનો આશીર્વાદ ઘણાજ ફળને આપવાવાળો છે.

તેમજ—

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ।
तथापि दुर्लभं मन्ये वैकुण्ठप्रियदर्शनम् ॥
अत आत्यन्तिकं क्षेम पृच्छामो भवतोऽनघाः ।
संसारेऽस्मिन् क्षणार्द्धोऽपि सत्संगः सेवधि र्नृणाम् ॥

( भा० ११ स्क० २ अ० ७ )

પ્રાણીઓમાં ક્ષણભંગુર એવો મનુષ્યનો દેહ દુર્લભ છે, તો પણ વૈકુંઠનું પ્રિય દર્શન તેના કરતાં પણ દુર્લભ છે.

એટલા માટે હે દોષ રહિત મુનિઓ! આપને અમો સર્વથા ક્ષેમ–કારક કઇ વસ્તુ છે? તે પુછીએ છીએ. આ સંસારમાં ક્ષણના અર્ધા ભાગ સુધી કરેલો પણ સત્સંગ મનુષ્યોને માટે કલ્યાણકારક છે.

તેમજ—

न रोधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणाः ॥
व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथावरुन्धे सत्संगः सर्वसंगापहो हि माम् ॥

सत्संगेन हि दैतेया यातुधाना मृगाः खगाः ।
गन्धर्वाप्सरसो नागाः सिद्धाश्चारणगुह्यकाः ॥
विद्याधरा मनुष्येषु वैश्याः शूद्राः स्त्रियोऽन्त्यजाः ।

रजस्तमः प्रकृतय स्तस्मिं स्तस्मिन् युगेऽनघ
बहवो मत्पदं प्राप्ता स्त्वाष्ट्रकायाधवा दयः ॥

હે ઉદ્ધવ ! મને યોગ અથવા સાંખ્ય—વિજ્ઞાન ધર્મ, અથવા વેદ–તપ—દાન વાવ કુવા વગેરે ખોદાવવાં તે ગરીબોને મદદ કરવી તે, તથા દક્ષિણાઓ, તેમાંનું કાંઇ પણ અટકાવી શકતું નથી.

વ્રતો, યજ્ઞો, છન્દો, તીર્થો, નિયમો, યમો પણ અટકાવી શકતાં નથી, કે જે પ્રમાણે સર્વસંગોથી દૂરરહેલો સત્સંગ મને અટકાવી રાખે છે.

સત્સંગવડે તો દૈત્યો—રાક્ષસો, હરણો, પક્ષીઓ ગન્ધર્વો, અપ્સરાઓ, હાથીઓ, સિદ્ધ—લોકો. ચારણો, ગુહ્યકો. વિદ્યાધરો, મનુષ્યોમાં વૈશ્યાઓ, શુદ્રો સ્ત્રિઓ અન્ત્યજો.

તેમજ તે તે યુગમાં હે અનઘ ! રજ તમ રૂપ પ્રકૃતિઓ પણ વિશ્વકર્મા જેવી કાયવાળા અને ધવ નામના ઘણા એક વૃક્ષોપણ મારા પદ—સ્થાનને પ્રાપ્ત થયલા છે.

સાક્ષાત્ ભગવાનની સેવા જેમ—

> वृषपर्वा वलि र्बाणो मयश्चाथ विभीषणः ।
> सुग्रीवो हनुमानृक्षो गजो गृध्रो वणिक्पथः ॥
> व्याधः कुब्जा व्रजे गोप्यो यज्ञपन्त्यस्तथापरे ।
> ते नाधीतश्रुतिगणा नोपासितमहत्तमाः ॥
> अव्रतातप्ततपसः स ( म ) त्संगान्मामुपागताः ।
> केवलेन हि भावेन गोप्यो गावो नगा मृगाः ॥
> येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरंजसा ।
> यं न योगेन सांख्येन दानव्रततपोऽध्वरैः ।
> व्याख्यास्वाध्यायसंन्यासैः प्राप्नुयाद्र यत्नवानपि ॥

( भा० ११ स्क० १२ अ० १–९ )

વૃષપર્વા, બલિરાજા, બાણાસુર, મયદાનવ અને વિભીષણ, તથા સુગ્રીવ, હનુમાન્, ઋક્ષ, ગજ, ગૃધ્રપક્ષી વણિક્પથ શિકારી, કુબ્જા વ્રજની ગોપીઓ, યજ્ઞપત્નીઓ અને બીજા કે જેઓ શ્રુતિ સમુદાયને ભણ્યા નથી અને મોટામાં મોટા દેવની ઉપાસના કીધી નથી. વ્રતો કર્યાં. નથી તપો તપ્યાં નથી, તેઓ સત્સંગથી મને પહોંચ્યા છે. મારૂં સ્વરૂપ જાણી ગયા છે, કેવલ મારાપ્રત્યેના સદ્ભાવથીજ ગોપીઓ ગાયો, ગિરિરાજ, હરિણો તથા અન્ય મૂઢમતિવાળા નાગો અને સિદ્ધ લોકો સરલપણાથી મને પ્રાપ્ત કરી શકયા છે. કે જે મને સર્વદા પ્રયત્ન કરનાર યોગી પણ યોગ વડે, સાંખ્યજ્ઞાન વડે, દાન, વ્રત–તપ, અથવા યજ્ઞો વડે ધર્મગ્રન્થોની વ્યાખ્યાથી વેદાધ્યયનથી અને સંન્યાસ–સર્વ કર્મના ત્યાગથી પણ પ્રાપ્ત ન કરી શકે.

मत्कामा रमणं जार मस्वरुपविदोऽबला: ।
ब्रह्म मां परमं प्रापुः संगाच्छतसहस्रश: ॥
तस्मात्त्वमुद्धवोत्सृज्य चोदनां प्रतिचोदनाम् ।
प्रवृत्तिञ्च निवृत्तिञ्च श्रोतव्यं श्रुतमेव च ॥
मामेकमेव शरणमात्मानं सर्व्व देहिनाम् ।
या हि सर्व्वात्मभावेन यास्यसि ह्यकुतोभय: ॥

( भा० ११ स्क० १२ अ० १३–१५ )

મારા સાચા સ્વરૂપને નહી જાણનારી અબલા ( ગોપી ) ઓ મારી પ્રાપ્તિની ઈચ્છા કરનારી મને વ્યભિચારી-ધણી કલ્પીને પણ સત્સંગથી થતા સ્નેહને આધીન થઇને. અને સેંકડો હજારો સ્રીઓએ **પરબ્રહ્મ** સ્વરૂપ એવા મને પ્રાપ્ત કર્યો.

માટે હે ઉદ્ધવ ! તમો વિધિ અને નિષેધ, પ્રવૃત્તિ અને નિવૃત્તિ સાંભળવાનું અને સાંભળેલું એવી ભેદ બુદ્ધિનો ત્યાગ કરીને પણ.

સર્વ પ્રાણિઓના શરણરૂપ, પરબ્રહ્મ સ્વરૂપ એકલા મનેજ સર્વ વસ્તુઓ ઉપર બ્રહ્મ–બુદ્ધિથી પહોંચી જાઓ. પહોંચી જશોજ અને ચારો તરફ નિર્ભય બની જશો.

આ ઉપરથી આંહિ આટલોજ નિષ્કર્ષ ( તાત્પર્ય ) છે; કે સાક્ષાત્ ભગવાનનો સંગ અથવા ભગવાનનો સંગ કરનારાઓનો સંગ, જેમ માફક આવી શકે—તેમ કર્યા સિવાય પરમાત્મામાં ભકિતનો ઉદય થતો નથી. આટલોજ વિશેષ છે કે ભગવત્સંગીઓ કૃતાર્થ હોવાને લીધે તેઓને બીજાઓના સંગની જરૂર રહેતી નથી; પરંતુ ભગવત્સંગીઓના સંગ કરનારને તો ભગવત્સંગ ફલરૂપ હોવાને લીધે [1]બીજી જરૂર હોય જ છે. એ પ્રમાણે મહત્સેવા બે પ્રકારની છે એમ સિદ્ધ થયું અને ત્યાર પછી તે મહાનોની દયાના પાત્ર થવાય, તે મહાનુભાવોના પોતીકા સુશીલતા વગેરે ગુણોવડે ગુણોને પુષ્ટિ મળે છે. તે ગુણોનું શ્રીમદ્ભાગવતમાં વર્ણન કરેલું છેઃ—

कृपालुरकृतद्रोह स्तितिक्षुः सर्व देहिनाम् ।
सत्यसाराऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥

૧ પરબ્રહ્મ સ્વરૂપ એકાકારતારૂપ થવાની.

कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिञ्चनः ।
अनीहो मितभुक् शान्तः स्थिरो मच्छरणो मुनिः ॥
अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुणः ।
अमानी मानदः कल्पो मैत्रः कारुणिकः कविः ॥

( भा० ११ स्क० ११ अ० २९—३१ )

મહાનુભાવોની સેવા કરનારો. કૃપાવાળો કોઇનો પણ દ્રોહ નહી કરનાર, સહન કરવાવાળો, સત્ય એજ જેનું બળ છે, એવો, અનિંદ્ય સ્વભાવવાળો, સર્વ પ્રાણીઓમાં સરખો, સર્વેનો ઉપકારક કામ વાસનાથી જેની બુદ્ધિ ભ્રષ્ટ નથી થઇ એવો, કોમલ સ્વભાવ વાળો, પવિત્ર, કોઇ પણ વસ્તુનો સંગ્રહ નહી કરનાર, ઇચ્છા વિનાનો, માપસર ભોજન કરનાર, શાન્ત. સ્થિર, મારૂંજ શરણ ઇચ્છનાર, મનન શીલ, પ્રમાદ વિનાનો. ગંભીર, સ્વભાવવાળો ધીરજવાળો જેણે કામ ક્રોધ વગેરે જીતી લીધા છે એવો અભિમાન રહિત, સર્વેને માન આપનાર, કલ્પ-વૃક્ષ જેવો. સર્વ પ્રાણિઓનો મિત્ર થઇને રહેલો, અત્યન્ત કરૂણાવાળો અને પરમાત્માના ગુણોને હૃદયમાં તપાસનાર થાય છે.

તેમજ—

मदभिज्ञं गुरुं शान्त मुपासीत मदात्मकम् ॥
अमान्यमत्सरो दक्षो निर्म्ममो दृढसौहृदः ।
असत्वरोऽर्थजिज्ञासु रनसूयु रमोघवाक् ॥
जायापत्यगृहक्षेत्र—स्वजन द्रविणादिषु ।
उदासीनः समं पश्यन् सर्वेष्वर्थमिवात्मनः ॥

( भा० ११ स्क० १० अ० ५—७ )

મારા નામ સરખાજ નામવાળા, એવા મારામાં જેનો આત્મા પરોવાયો છે એવા શાન્ત ગુરૂની ઉપાસના કરવી, મને ભજનારો માન અને મત્સર વિનાનો ચતુર, મમતા રહિત, દૃઢ મિત્રતા વાળો.

ધીરપ્રકૃતિવાળો અર્થને જાણવાની ઇચ્છા કરનાર અદેખાઇ નહી કરનાર, સફળ વાણીવાળો.

સ્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્ર, સ્વજન અને દ્રવ્યવગેરેમાં ઉદાસીન (મમતા-રહિત) સ્વભાવ વાળો સર્વે પદાર્થોમાં આત્માની સમતાને જોનારો હોવો જોઇએ. વગેરે હરિ ભકતનાં લક્ષણો છે.
ઉદાહરણ જેમકે પ્રહ્‌લાદ—

तस्य दैत्यपतेः पुत्राश्चत्वारः परमाद्भुताः ।
प्रल्हादोऽभून्महांस्तेषां गुणै र्महदुपासकः ॥
ब्रह्मण्यः शीलसम्पन्नः सत्यसन्धो जितेन्द्रियः ।
आत्मवत् सर्वभूतानामेकः प्रियसुहृत्तमः ॥
दासवत् सन्नतार्यांघ्रिः पितृवत् दीनवत्सलः ।
भ्रातृवत् सदृशो स्निग्धो गुरुष्वीश्वरभावनः ।
विद्यार्थरूपजन्माढ्यो मानदम्भविवर्जितः ॥

नोद्विग्नचित्तो व्यसनेषु निस्पृहः ।
श्रुतेषु दृष्टेषु गुणेष्ववस्तुदृक् ॥
दान्तेद्रियप्राणशरीरधीः सदा ।
प्रशान्तकामो रहितासुरोऽसुरः ॥

(भा० ७ स्क० ४ अ० ३०-३३)

દૈત્યોના પતિ તે હિરણ્યાક્ષને અત્યંત અદ્‌ભુતપરાક્રમોવાળા ચાર પુત્રો હતા, તેઓમાં પ્રહ્‌લાદ ગુણોથી અને પ્રકૃતિનો મહાન્ ઉપાસક થઈ ગયો.

વેદવિદ્યામાં પારંગત, શીલસ્વભાવયુકત, સત્યપ્રતિજ્ઞાવાળો જિતેન્દ્રિય સર્વ પ્રાણીઓમાં આત્મ—બુદ્ધિ રાખનાર એકકો ઉત્તમમાં ઉત્તમ પ્રેમી હૃદયવાળો હતો.

વળી સર્વ પ્રાણીઓ પ્રત્યે દાસની માફક જેણે ચરણોમાં મસ્તક નમાવ્યું છે. એવો અને પિતાની માફક દીનવત્સલ.

ભાઈની માફકજ સમાનદૃષ્ટિવાળો, અત્યન્તસ્નેહાળ, ગુરૂઓમાં ઇશ્વર ભાવનાવાળો વિદ્યા-ધન-રૂપ વગેરે સાધનોવડે જન્મથીજ યુકત માન અને દંભરહિત.

કોઇ પણ દિવસ ચિત્તમાં ઉદ્વેગ નહીં રાખનાર, વ્યસનોમાં સ્પૃહા-વિનાનો, સાંભળેલા અને દૃષ્ટિએ જોયેલા માયિક ગુણોમાં મિથ્યા દૃષ્ટિથી જોનાર, ઈન્દ્રિય, પ્રાણ, શરીર અને બુદ્ધિ વગેરેનું જેમણે દમન કર્યું છે.

એવો, હમેશાં શાન્ત છે મનોરથો જેના એવો, અને અસુર–સ્વભાવથી રહિત એવો, જન્મથી અસુર હતો.

આવા પ્રકારના શિષ્ય તરીકેના ગુણો જેનામાં ન હોય, તેઓને તો મોટાઓનો સંગ તદ્દન નિરર્થક છે, માટે તેઓના દયાપાત્ર બનવું એ બીજી ભૂમિકા છે, અને તે પણ બે પ્રકારની છે. પોતાને શરણે આવેલાની દરકાર સિવાયની અને બીજી તેવી શરણે આવેલાની જરૂરીઆતવાળી તેમાં પહેલી જેમ—

तप्तहेमनिकायाभं सितिकण्ठं त्रिलोचनम् ।
प्रसादसुमुखं वीक्ष्य प्रणेमु र्जातकौतुकाः ॥

स तान् प्रपन्नार्तिहरो भगवान् धर्मवत्सलः ।
धर्मज्ञान् शीलसंपन्नान् प्रीतान् प्रीत उवाच ह ॥

॥ श्रीरुद्र उवाच ॥

यूयं वेदिषदः पुत्रा विदितं वश्चिकीर्षितम् ।
अनुग्रहाय भद्रं व एवं मे दर्शनं कृतम् ॥

यः परं रहसः ( रंहसा ) साक्षात् त्रिगुणाज्जीवसंज्ञितात् ।
भगवन्तं वासुदेवं प्रपन्नः स प्रियो हि मे ॥

स्वधर्मनिष्ठः शतजन्मभिः पुमान्
विरिञ्चतामेति ततः परं हि माम् ।
अव्याकृतं भागवतोऽथ वैष्णवम्
पदं यथाहं विबुधाः कलात्यये ॥

अथ भागवता यूयं प्रियाः स्थ भगवान् यथा ।
न मद्भागवतानाश्च प्रेयानन्योऽस्ति कर्हिचित् ॥

इदं विविक्तं जप्तव्यं पवित्रं मङ्गलं परम् ।
निःश्रेयस्करं चापि श्रूयतां तद्वदामि वः ॥

इत्यनुक्रोशहृदयो भगवानाह ताञ्छिवः ।
बद्धाञ्जलीन् राजपुत्रान् नारायणपरो वचः ॥

( भा० ४ स्क० २४ अ० २५।३२ )

તપેલા સોનાની કાન્તિસરખા પ્રકાશતા, કાળા કંઠવાળા, ત્રણલોચનવાળા, પ્રસન્નતા જેના મુખમાં વિરાજી રહી છે, તેવા, મહાદેવરૂદ્રને જોઇને જેઓને આશ્ચર્ય થયેલું છે તેઓ (રાજપુત્રો) પ્રણામ કરવા લાગ્યા.

શરણે આવેલાઓના દુઃખને હરનાર ધર્મવત્સલ તે પૂજ્ય શંકર પ્રસન્ન થઈને ધર્મને જાણનારા સૌમ્ય સ્વભાવવાળા તેઓને કહેવા લાગ્યા.

મહાદેવજી કહે છે.—

હે કર્મકાંડી રાજપુત્રો ! તમોઓ જે કરવા ધારેલું છે. તેને મેં જાણ્યું છે. તમારા ઉપર ઉપકાર કરવા માટેજ તમોને મેં દર્શન દીધું છે.

જે ત્રિગુણાત્મક માયાથી લિપ્ત જીવથકી પર એવા ભગવાન વાસુદેવને શરણ થયો છે તે મને પ્રિય છે.

મનુષ્ય સમ્પૂર્ણ રીતે પોતાના ધર્મમાં રહેલો હોય તો સો જન્મો વડે બ્રહ્મા-પણાને પામે છે અને પછી મને પામેછે, ત્યાર બાદ ભગવાનનોજ થઈ અવ્યાકૃત નિર્વિકાર વૈષ્ણવપદને માયાનો સદંતર નાશ થયા પછી પામે છે, એમ વિદ્વાન્ જ્ઞાનીઓ ઉત્તમ સ્થાનને પામે છે.

જો તમો ભગવાનનાજ પ્રિય હો, તો જે પ્રમાણે ભગવાન મને પ્રિય છે, તેમજ મારા અને ભગવજ્જનોમાં કોઈ પણ અધિક પ્રિય હોતા નથી, પ્રેમપાત્ર સર્વે સરખા છે.

આ પ્રમાણેનું સ્પષ્ટ અને પવિત્ર મંગલાચરણ જપ્યા કરવું અને કલ્યાણકારક જે કાંઈ છે. તે પણ આપને કહું છું તે સાંભળો.

એ પ્રમાણે જેના હૃદયમાં અત્યંત દયા છે. એવા શંકર ભગવાન બદ્ધાંજલિ રાજપુત્રોને નારાયણપરક વચન સંભળાવતા હતા.

વગેરે ભગવાનના દયાપાત્ર બનવામાં ઘણા ઉદાહરણોછે. મહાદેવ અને પ્રાચેતસના સંવાદમાં જેમ—

ते प्रत्यपेताखिलचापलेऽर्भके ।
दान्तेधृतक्रीडनकेऽनुवर्तिनि ॥
चक्रुः कृपां यद्यपि तुल्यदर्शनाः ।
शुश्रूषमाणे मुनयोऽल्पभाषिणि ॥

બાલ્યાવસ્થાની બધી ચપલતાઓ જેમાંથી દૂર થઈ છે. એવા અને ઇન્દ્રિયોનું જેણે દમન કર્યું છે એવા, હાથમાં દંડાને ધારણ કરેલા અને અનુકરણ સેવા કરનાર, અલ્પ બોલનાર. સમાન દૃષ્ટિવાળા મુનિઓ એ કૃપા કરી અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન કરાવ્યું.

પોતાનાજ પ્રયત્નની જરૂરીઆત જેમ ધ્રુવ અને નારદજીના સંવાદમાં ધ્રુવજી કહે છે—

सोऽयं शमो भगवता सुखदुःखहतात्मनाम् ।
दर्शितः कृपया पुंसां दुर्दर्शोऽस्मद्विधैस्तु यः ॥
अथापि मेऽविनीतस्य क्षात्रं घोरमुपेयुषः ॥
सुरुच्या दुर्वचोबाणैर्न भिन्ने श्रयते हृदि ॥
पदं त्रिभुवनोत्कृष्टं जिगीषोः साधुवर्त्म मे ।
ब्रूह्यस्मत्पितृभि र्ब्रह्मन्नन्यै रप्यनधिष्ठितम् ॥
ननं भवान् भगवतो योऽङ्गजः परमेष्ठिनः ।
वितुदन्नटते वीणां हिताय जगतोऽर्कवत् ॥
इत्युदीरितमाकर्ण्य भगवान् नारदस्तदा ।
प्रीतः प्रत्याहतं बालं सद्वाक्यमनुकम्पया ॥

॥ श्रीनारद उवाच ॥

जनन्याभिहितः पन्थाः स वै निःश्रेयसस्य ते ।
भगवान् वासुदेवस्तं भज तत् प्रवणात्मना ॥
धर्मार्थकाममोक्षाख्यं य इच्छेच्छ्रेय आत्मनः ।
एकं ह्येव हरे स्तत्र कारणं पादसेवनम् ॥
तत् तात गच्छ भद्रं ते यमुनाया स्तटं शुचि ।
पुण्यं मधुवनं यत्र सान्निध्यं नित्यदा हरेः ॥

( भा० ४ स्कं० ८ अ० ३५–४२ )

ધ્રુવજી કહે છે—

સુખ અને દુઃખ વડે જેનો આત્મા દબાઈ ગયો છે એવા પુરૂષો ઉપર કૃપા વડે, આપે શમ દેખાડયો છે, તે અમારા જેવાઓને તો મહામુશ્કેલીથી જાણી શકાય તેવો છે,

તો પણ અવિનીત—બાલક અને ક્ષાત્રધર્મનું શરણ લેતા તથા દુર્વચનરૂપી બાણો વડે ભેદાએલા મારા હૃદયમાં રૂચિપૂર્વક લાગણી ઉપજાવી શકતો નથી,

માટે હે બ્રહ્મન્ પૂજ્ય ! ત્રિભુવનથી પણ ઉત્કૃષ્ટ એવા પદની પ્રાપ્તિની ઇચ્છા કરનાર મને, અમારા બાપ દાદાએ તથા બીજાઓએ પણ નહી સેવેલા સત્ય માર્ગને આપ બતલાવો.

કારણ કે આપ તો ખરેખર પરમેષ્ઠિ–બ્રહ્માના અંગજ પુત્ર છો અને જગતના કલ્યાણને માટે સૂર્યની માફક વીણાને હાથમાં લઈ વિનોદ કરતા ફર્યા કરો છો.

એ પ્રમાણે ધ્રુવજીનું કહેવું સાંભળી નારદ–ભગવાન તે વખતે પ્રસન્ન થઇને તે બાલકને કૃપાપૂર્વક સત્ય વાકય કહેવા લાગ્યા—

શ્રીનારદજી કહે છેઃ—

જે માર્ગ તારી માતાએ તને બતાવેલો છે તેજ માર્ગ તારા પરમ કલ્યાણ માટે છે. ભગવાન વસુદેવના પુત્ર મહાસમર્થ જગતને તારવા વાળા છે. માટે ઉન્મુખ થઇને તું તેનુંજ ભજન કર.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એઓમાંથી જે કોઇ પોતાના આત્માનું કલ્યાણ કરનાર જાણી શકે તો તે એકજ છે કે પરમાત્માના ચરણનું સેવન કરવું.

માટે હે ભાઇ ધ્રુવ ! કલ્યાણ કારક અને પવિત્ર યમુનાના તટ ઉપર જાઓ કે જયાં પવિત્ર એવું મધુવન છે. અને નિત્ય–સુખ આપનારા પરમાત્મા હમેશાં સમીપમાં જ રહેલા હોય છે. વગેરે.

આ પ્રકારના પોતાના પ્રયત્ન પછી તેઓની ધર્મમાં શ્રદ્ધા થાય છે. આગળ કહેલા ગુણોથી યુક્ત અને મોટ–મોટાઓની સેવા કરનારને તેવા ધર્મના અનુષ્ઠાનથી હું પણ કૃતાર્થ થઇ શકું, એ પ્રમાણેની એક પ્રકારની રૂચિ–રૂપી શ્રદ્ધા તે ધર્મોમાં થાય છે. અને પછી પોતેજ અનુષ્ઠાન કરવા લાગી જાય છે. તે કહેલું છેઃ—

शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः ।
स्यान्महत्सेवया विप्राः पुण्य तीर्थनिषेवणात् ॥

यदनुध्यासिना युक्ताः कर्म्मग्रन्थिनिबन्धनम् ।
छिन्दन्ति कोविदा स्तस्य को न कुर्यात् कथारतिम् ॥

( भा० १ स्क० २ अ. १५–१६ )

સેવા કરનારને અને શ્રદ્ધા રાખનારને વાસુદેવની કથામાં પ્રીતિ થાય છે. હે વિપ્રો ! મોટાઓના સેવા અને પવિત્ર તીર્થનું સેવન પણ તેજ ફળ આપે છે.

જે પરમાત્માના ધ્યાન સેવનથી યુક્ત થયેલા જ્ઞાનિઓ, કર્મોના ગ્રન્થિરૂપ બન્ધનને કાપી નાંખે છે. તે પરમાત્માની કથા સાંભળવામાં કોને પ્રીતિ પેદા ન થાય ! !

**ज्ञानं यदा प्रतिनिवृत्तगुणोर्मिचक्र-**
**मात्मप्रसाद उभयत्र गुणेष्वसङ्गः ।**
**कैवल्यसम्मतपथस्त्वथ भक्तियोगः**
**को निर्वृतो हरिकथासु रतिं न कुर्यात् ॥**

( भा. २ स्क० ३ अ० १२ )

જ્યારે પાછા વળેલા માયા—ગુણોની ઉર્મીઓ રૂપ ચક્રવાળું જ્ઞાન થાય છે, ત્યારે આત્માનો સંપૂર્ણપ્રસાદ–પ્રસન્નતા પ્રાપ્ત થાય છે અને બેઉ પ્રકારના ગુણોમાં અસંગ બને છે. કૈવલ્ય જ્ઞાનને અનુકૂળમાર્ગ અને ભક્તિયોગ તે બેઉથી નિવૃત્ત થયેલો કયો પુરૂષ હરિની કથાઓમાં પ્રીતિ ન કરી શકે ? એટલે કૈવલ્યાનુકૂલ માર્ગથી અને ભક્તિયોગથી નિવૃત્ત થયેલાને સ્વતઃ જ હરિકથાશ્રવણમાં પ્રીતિ ઉદ્ભવે છે. વગેરે

' હરિકથા ' પદ બીજા પણ ભાગવત ધર્મોનું બોધક છે.

જેમ બ્રહ્માઃ—

**तदस्तु मे नाथ स भूरिभागो**
**भवेऽत्र वाऽन्यत्र तु वा तिरश्चाम् ।**
**येनाहमेकोऽपि भवज्जनानाम्**
**भूत्वा निषेवे तव पादपल्लवम् ॥**

( भा. १० स्क० १४ अ० ३० )

તો પછી હે નાથ ! તે મોટો ભાગ મારા માટે હો. આ જન્મમાં અથવા બીજા જન્મમાં અથવા અન્તરિક્ષમાં રહીને પણ, અથવા આપના ભક્તોમાં હું એકલો પણ રહીને તમારા ચરણ—પલ્લવની સેવા કરૂં.

આ સ્થળે પાદ—સેવનનો મહિમા ગાયો છે. એવી રીતે બીજી જગ્યાએ પણ સમજી લેવું. આવા પ્રકારની શ્રદ્ધા, સાધનોના પરિપાકથી વધતા જતા આ લોકના તથા પરલોકના સર્વવિષયોમાં અરૂચીને પેદા

કરતી છતી ક્ષુધાની માફકજ ભોજન માત્ર રૂપી એકશરણને, ભગવદ્ ધર્મોના આચરણ રૂપી એકજીવનને પુણ્યરૂપ બનાવે છે.

તેમજ પરીક્ષિત પણ કહે છેઃ—

नैषातिदुःसहा क्षुन्मां त्यक्तोदमपि बाधते ।
पिबन्तं त्वन्मुखाम्भोजच्युतं हरिकथामृतम् ॥

( भा. १० स्क० १ अ० १३ )

પાણીનો જેણે ત્યાગ કર્યો છે એવા મને પણ. તમારા મુખ કમલથી નીકળેલા હરિકથા રૂપી અમૃતનું પાન કરતા મને. મહા-મુશ્કેલીથી સહન થઈ શકે એવી ક્ષુધા મને હરકત કરતી નથી. વગેરે.

અને શૌનક વગેરે ઋષિઓના અનુભવમાં પણ—

आयुर्हरति वै पुंसामुद्यन्नस्तश्च यन्नसौ
तस्यर्त्ते यः क्षणो नीत उत्तमः श्लोक वार्त्तया ॥

( भा. २ स्क० ३ अ० १७ )

જે આ, ઉદય પામતા અને અસ્ત થતા પુરૂષોના આયુષ્યને ઓછું કરે છે, તેને માટે ઉત્તમ શ્લોકોની કથાથી જે ક્ષણ ગળાયો છે. વીતાડયો છે. તેજ સાર્થક છે.

बिले बतोरुक्रमविक्रमान्ये
न शृण्वतः कर्णपुटे नरस्य ।
जिह्वाऽसती दार्दुरिकेव सूत
न चोपगायन्त्युरुगायगाथाः ॥

भारः परं पट्टकिरीटजुष्ट—
मप्युत्तमाङ्गं न नमेन्मुकुन्दम् ।
शावौ करा नो कुरुतः सपर्य्याम्
हरे र्लसत्काञ्चनकङ्कणौ वा ॥

बर्हायिते ते नयने नराणां
लिङ्गानि विष्णो र्न निरीक्षतो ये
पादौ नृणां तौ द्रुमजन्मभाजौ
क्षत्राणि नानुव्रजतो हरे र्यौ

जीवञ्छवो भागवताङ्घ्रिरेणून्
न जातु मर्त्योऽभिलभेत यस्तु ।
श्रीविष्णुपद्या मनुजस्तुलस्याः
श्वसन् शवो यस्तु न वेद गन्धम् ॥

तदश्मसारं हृदयं बतेदं
यद् गृह्यमाणै र्हरिनामधेयैः ।
न विक्रियेताथ यदा विकारो
नेत्रे जलं गात्ररुहेषु हर्षः ॥

( भा. २ स्क० ३ अ० २०—२४ )

પરમાત્માના પરાક્રમોને, જે પુરૂષોના કર્ણ પુટો સાંભળતા નથી તે કર્ણો નથી પણ છિદ્રોજ છે. હે સૂત ! જે જીહ્વા પરમાત્માની મહા પ્રભાવવાળી ગાથાઓ ગાતી નથી, તે દેડકાની જીહ્વાની માફક બક-બાદ કરતી છતી નહી જેવી છે.

જેઓનું ઉત્તમાંગ ( મસ્તક ) મોટા-મુકુટોવાળું હોવા છતાં મુકુન્દ—પરમાત્માને નમતું નથી, તે મોટા ભાર રૂપ સમજવું. હાથો ભલેને સોનાથી ચળકતા કંકણવાળા હોય, તથાપિ જો પરમાત્માની સેવાને ન કરતા હોય તો તે મુડદાના હાથની બરાબર સમજવા.

જેઓનાં નેત્રો પરમાત્માના સ્થાનોને જોઇ શકતાં નથી તે નેત્રો નહીં; પરંતુ કળા કરેલા મોરના પિચ્છની ટીલડી ( નકામા ) જેવાં છે. પરમાત્માના સ્થાનકો—તીર્થક્ષેત્રોમાં જે પગો જઇ શકયા નથી તે વૃક્ષની માફક અચલ હોવાને લીધે નિરર્થક જેવા છે.

જે મનુષ્ય પરમાત્માની ચરણ રજને કદાપિ ચઢાતો નથી. તે મનુષ્ય નહી પણ મુડદા સરીખો છે. જે મનુષ્ય પરમાત્માના ચરણો ઉપર ચઢેલી તુલસીનો ગન્ધ જાણી શકતો નથી તે શ્વાસ લેતો છતો પણ મુડદા સરીખો છે.

પરમાત્માનાં લેવાતાં નામો વડે જેનું હૃદય કાંઈ પણ વિકારને પામતું નથી, તે હૃદય પત્થર બરાબર સમજવું. કારણકે જ્યારે વિકાર ( હૃદયમાં ) થાય ત્યારે તો આંખની અંદર આનંદાશ્રુઓ આવે અને રોમાંચો ઉભાં થાય ! !

એ પ્રમાણે શ્રદ્ધા વિનાના અને વિષય ભોગવવાનીજ ઈચ્છાવાળા ઘણા એક પંડિતાઈના ગર્વથી ભગવાનના ભકતોની નિન્દા કરવાનું જ કામ કરનારા, નરકમાં પણ નિન્દનીયજ ( નિન્દાને પાત્ર ) થાય છે.

તેમાં પ્રથમ પંક્તિના નિન્દકો જેમ—

यत्र ( त्र ) व्रजन्त्यघभिदो रचनानुवादा-
च्छृण्वन्ति येऽन्यविषयाः कुकथा मतिघ्नीः ।
यास्तु श्रुता हतभगै र्नृभि रात्तसारा-
स्तां स्तान् क्षिपन्त्यशरणेषु तमःसु हन्त ॥

( भा. ३ स्क०१५ अ० २३ )

જેઓ પાપને દૂર કરવાવાળા પરમાત્માની રચનાના અનુવાદ સિવાય અન્યવિષયવાળા, મતિને બગાડનારી કુકથાઓ સાંભળે છે. અને જેઓએ સંભળાએલી કથાઓમાંથી હત-ભાગ્ય પુરૂષોવડે સારનું ગ્રહણ કરાયું છે. તેવાઓને આધાર વિનાના અંધકારમાં ફેંકી દે છે.

तरवः किं न जीवन्ति भस्त्राः किं न श्वसन्त्युत ।
न खादन्ति न मेहन्ति किं ग्रामपशवोऽपरे ॥
श्वविड्वराहोष्ट्रखरैः संस्तुतः पुरुषः पशुः ।
न यत्कर्णपथोपेतो जातु नाम गदाग्रजः ॥

( भा० २ स्क० ३ अ० १८-१९ )

વૃક્ષો શું જીવતાં નથી ? અથવા ધમણો શ્વાસ નથી લેતી ? બીજા ગ્રામ્ય-પશુઓ શું ખાતા પીતાં કે મલ મૂત્ર વિસર્જન નથી કરતાં? પરંતુ જેના કર્ણ પથમાં ગદાગ્રજ—શ્રીકૃષ્ણ પરમાત્મા પેઠા નથી તે પુરૂષ. કુતરા. વરાહ, ઉંટ, અને ખર વગેરેથી પણ શ્રેષ્ઠ સમજવે.. વગેરે.

ભગવદ્—ભકતોની નિન્દા કરવાવાળાઓ જેમ

मुखबाहूरुपादेभ्यः पुरुषस्याश्रमैः सह ।
चत्वारो जज्ञिरे वर्णा गुणै र्विप्रादयः पृथक् ।

य ( एवमीश्वरं ) एषां पुरुषं साक्षात् आत्मप्रभवमीश्वरम् ।
न भजन्त्यवजानन्ति स्थानाद् भ्रष्टाः पतन्त्यधः ॥

दूरे हरिकथाः केचिद् दूरे चाच्युतकीर्त्तनाः ।
स्त्रियः शूद्रादयश्चैव तेऽनु कम्प्या भवादृशाम् ॥

( भा. ११ स्क. ५ अ. २-४ )

આદિ પુરૂષના મુખ, બાહુ, સાથળ અને પગ થકી આશ્રમોની સાથે બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એમ ચાર વર્ણો જુદા જુદા ગુણોવાળા ઉત્પન્ન થયા.

જે પુરૂષ આવા પ્રકારના અને ચારે વર્ણોના મૂળ પુરૂષને, સાક્ષાત્ આત્મ—સ્વરૂપને જેઓ ભજતા નથી, અથવા જાણીતા થયા નથી. તે પ્રાપ્ત થયેલા સ્થાન ( જન્મ ) થી ભ્રષ્ટ થઈને અધઃપતન કરે છે.

ઘણા ખરાઓ તો હરિકથાથી દૂર જ રહેલા હોય છે. અચ્યુત-પરમાત્માનું કીર્તન-પણ ઘણાઓ માટે વેગળું હોય. એવા સ્ત્રીઓ અને શુદ્ર વગેરે તે સર્વે આપ જેવાના દયા પાત્રો છે.

रजसा घोरसङ्कल्पाः कामुका अहिमन्यवः ।
दाम्भिका मानिनः पापा विहसन्त्यच्युतप्रियान् ॥

वदन्ति तेऽन्योऽन्यमुपासितास्त्रियो
गृहेषु मैथुन्यपरेषु चाशिषः ।
यजन्त्य सृष्टान्नविधानदक्षिणं
वृत्यै परं घ्नन्ति पशूनतद्विदः ॥

श्रिया विभूत्याभिजनेन विद्यया
त्यागेन रूपेण बलेन कर्मणा ।
जातस्मयेनान्धधियः सहेश्वरान्
सतोऽवमन्यन्ति हरिप्रियान् खलाः ॥

सर्व्वेषु शश्वत् तनुभृत्स्ववस्थितं
यथा स्वमात्मानमभीष्टमीश्वरम् ।
वेदोपगीतंच न श्रृण्वतेऽबुधा
मनोरथानां प्रवदन्ति वार्त्तया ॥

( भा० ११ स्क० ५ अ० ७-१० )

રજો ગુણ યુકત, ઘોર સંકલ્પવાળા, અત્યન્ત કામીઓ અને સાપની માફક ક્રોધ કરવાવાળા, અત્યન્ત દમ્ભયુક્ત, અભિમાનીઓ, પરમાત્માના પ્રિય-ભકતોને હસ્યા કરે છે.

વળી તે પાપાત્માઓ, સ્ત્રીઓના કામાન્ધ થઈને ગુલામ બનેલા કેવળ મૈથુન—કર્મનેજ પ્રિયમાનનારા ગૃહોમાં અરસ પરસ આશિર્વાદો બોલ્યા કરે છે.

વળી તે લુચ્ચાઓ, શઠસ્વભાવવાળા પોતાની લક્ષ્મી વડે, આબાદી વડે, પોતાના સહચારીઓ વડે, વિદ્યા વડે. દાનથી, રૂપથી, બલથી અને થયેલા આશ્ચર્યથી અન્ય મતિવાળાઓ સાધુજનોને. ઈશ્વર-સમર્થોને અને હરિના ભક્તોને, તિરસ્કારની દૃષ્ટિથી જોયા કરે છે.

સર્વે શરીર ધારીઓમાં કાયમ બિરાજી રહેલા, સર્વપ્રિય ઈશ્વરને વેદોમાં જેમ વર્ણવેલા છે, તેવી રીતે પોતાના આત્માને અબુધ લોકો સાંભળતા કે સમજતા પણ નથી, અને મનોરથોની શૈલીથી વાર્તાઓ કરે છે.

हित्वात्यायासरचिता गृहापत्यसुहृच्छ्रियः ।
तमो विशन्त्यनिच्छन्तो वासुदेवपराङ्मुखाः ॥

( भा. ११ स्क० ५ अ० १८ )

અત્યન્ત આયાસથી પ્રાપ્ત કરેલા ઘર, પુત્ર, મિત્ર અને લક્ષ્મીનો ત્યાગ કરી વાસુદેવથી પરાઙ્મુખ થઈને અંધકારને નહી ચાહતા છતાં પણ અંધકારમાં પ્રવેશ કરે છે.

न भजति कुमनीषिणां स इज्यां
हरिरधनात्मधनप्रियो रसज्ञः ।
श्रुतधनकुलकर्मणां मदै र्ये
विदधति पापमकिंचनेषु सत्सु ॥

( भा० ४ स्क० ३१ अ० २१ )

તે પરમાત્મા હલકી ઇચ્છાવાળા પુરૂષોની સેવાને તો સ્વીકારતાજ નથી, કારણ કે પરમાત્માતો ગરીબ હોય છતાં આત્મા (વિવેક)રૂપી ધન, જેઓને હોય, તેઓનાજ પ્રિય અને રસજ્ઞ છે; પરંતુ જેઓ. વેદાભ્યાસ, ધન, કુલ અને કર્મોના મદોથી ગરીબ સ્વભાવવાળા સજ્જનોમાં પાપાચરણ કરે છે. તેઓની સેવાનો સ્વીકાર તો કરતાજ નથી.

એ પ્રમાણે બીજાં પણ ઉદાહરણો સમજી લેવાં. માટે ભગવદ્ ધર્મોમાં શ્રદ્ધા—એ ત્રીજી ભૂમિકા છે. ત્યાર પછી હરિના ગુણોવાળું શ્રવણ સારી અસર ઉપજાવે છે. જેમ—

इत्थं परस्य निजवर्त्म रिरक्षयात्त-
लीलातनो स्तदनुरूपविडम्बनानि ।
कर्म्माणि कर्मकषणानि यदूत्तमस्य
श्रूयादमुष्य पदयोरनुवृत्तिमिच्छन् ।

मर्त्य स्तयानुसवमेधितया मुकुन्द-
श्रीमत्कथाश्रवणकीर्त्तनाचिन्तयेति ।
तद्धाम दुस्तरकृतान्तजयापवर्ग
ग्रामाद्वनं क्षितिभुजोऽपि ययु स्तदर्थाः ॥

( भा० १० स्क० ९० अ० ४९-५० )

આ પ્રમાણે પોતે પ્રચાર કરેલા માર્ગના રક્ષણ કરવાની ઇચ્છાથી સ્વીકારેલું છે-લીલાને માટે શરીર જેણે, એવા પરબ્રહ્મ સ્વરૂપ શ્રીકૃષ્ણના તે તે અનુકૂલ ચેષ્ટારૂપ કર્મો પ્રારબ્ધ કર્મનો જડમૂળથી નાશ કરનારાં છે, તેને ઉત્તમ પુરૂષ એવા આ શ્રીકૃષ્ણના પદારવિન્દમ શાંતિમેળવવાની ઇચ્છા રાખનારે સાંભળવાં જોઇએ.

મનુષ્ય, દરેક જન્મોમાં પ્રદીપ્ત રહેલી મુકુન્દની પવિત્ર કથા, તેનું શ્રવણ, તેનું કીર્તન અને તેની ચિન્તા, એ પ્રમાણે સાધનોથી પરમાત્માના ધામને પ્રાપ્ત કરે છે અને રાજાઓ પણ તેવા ધામની પ્રાપ્તિને માટે યમ (મરણ) નો જય અને-મોક્ષ બન્ને જેમાં દુષ્પ્રાપ્ય છે એવા વનમાં ચાલ્યા ગયા છે—

संसारसिन्धुमतिदुस्तरमुत्तितीर्षो-
र्नान्यप्लवो भगवतः पुरुषोत्तमस्य
लीलाकथारसनिषेवणमन्तरेण
पुंसो भवेद्विविधदुःखदवार्दितस्य ॥

( भा० १२ स्क० ४ अ० ४ )

વિવિધ દુઃખો રૂપ દાવાનલથી પીડિત અને અત્યન્ત દુસ્તર એવા સંસાર સમુદ્રને તરવાની ઇચ્છા રાખનાર પુરૂષને, પુરૂષોત્તમ ભગવાનની લીલાની કથાના રસનું સેવન કર્યા સિવાય બીજું સાધન છેજ નહી.

निवृत्ततर्षै रुपगीयमानाद्
भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ॥

क उत्तमः श्लोकगुणानुवादात्
पुमान् विरज्येत विना पशुघ्नात् ॥

( भा०१० स्क० १ अ० ४ )

જેઓની તૃષા નિવૃત્ત થઈ છે એવા પુરૂષોથી અત્યન્ત ગવાતા, કાન અને મન બન્નેને ગમતા, ઉત્તમ સ્તુતિ અને ગુણોના અનુવાદરૂપ ભવ-સંસારના ઔષધ સિવાય યજ્ઞથી કયો પુરૂષ વૈરાગ્યને પામે છે.—

હરિના ગુણોની સ્તુતિ, એમ કહેવાથી કૃષ્ણ ભગવાનના ધર્મોનું અનુપાલન છે. એમ સમજી લેવું.

તેમજ—

को नु राजन्निन्द्रियवान् मुकुन्दचरणाम्बुजम् ।
न भजेत् सर्व्वतो मृत्यु रुपास्यममरोत्तमैः ॥

( भा० ११ स्क० २ अ० २ )

હે રાજન્! મોટા મોટા દેવતાઓએ ઉપાસવા યોગ્ય પરમાત્માના ચરણ કમલને કોણ સેવતું નથી? અર્થાત્ બધા એ સેવન કરે છે, કારણ કે, મૃત્યુ પ્રાણીમાત્રના ઉપર ભમ્યાજ કરે છે.

માટે ભજન પરમાત્માના ગુણોનું કીર્તન. શ્રેયસ્કર છે. એ વાત સ્પષ્ટ જ છે.

श्रवणं कीर्त्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्च्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम ॥

इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।
क्रियेत भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥

( भा० ७ स्क० ५ अ० २३–२४ )

વિષ્ણુ ભગવાનની ભકિત નવ પ્રકારની છે. તે આ પ્રમાણે. શ્રવણ-કીર્તન સ્મરણ, તેમના ચરણારવિન્દનું સેવન તેમનું પૂજન, તેમનું વન્દન અને તેઓનો સેવકભાવ અને સરખા પ્રાણની-( સખા ) બરાબર મિત્રભાવ, આ પ્રમાણે નવ પ્રકારથી વિષ્ણુ ભગવાનમાં અર્પણ કરેલી ભક્તિ, નિશ્ચય પૂર્વક સ્વીકારવામાં આવે તો હું માનું છું કે તેજ ઉત્તમ અધ્યયન કર્યું ગણાય.

તો એ પ્રમાણે સંક્ષેપમાં કહેલું છેઃ—

तस्माद् भारत ! सर्व्वात्मा भगवानीश्वरो हरिः ।
श्रोतव्यः कीर्त्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम् ॥

( भा० २ स्क० १ अ० १५ )

તો હે ભારત ! અભયની ઇચ્છા કરતા સર્વેએ સર્વવ્યાપક પૂજ્ય, સમર્થ, હરિને સાંભળવા જોઇએ, તેમનું કીર્તન કરવું જોઇએ, તેમનું સ્મરણ કરવું જોઇએ તે સિવાય આ સંસારમાં નિર્ભય રહી શકાતું નથી.

શ્રવણ કીર્તન વગેરેના ઉદાહરણો ક્રમપૂર્વક બતલાવવામાં આવે છેઃ—

सङ्कीर्त्यमानो भगवाननन्तः ।
श्रुतानुभावो व्यसनं हि पुंसाम् ।
प्रविश्य चित्तं विधुनोत्य शेषं
यथा तमोऽर्कोऽभ्रमिवातिवातः ॥

मृषा गिरस्ता ह्यसतीरसत्कथा
न कथ्यते यद्भगवानधोक्षजः ।
तदेव सत्यं तदिहैव मङ्गलम्
तदेव पुण्यं भगवद्गुणोदयम् ॥

तदेव रम्यं रुचिरं नवं नवं
तदेव शश्वन्मनसो महोत्सवम् ।
तदेव शोकार्णवशोषणं नृणां
यदुत्तमश्लोकयशोऽनुगीयते ॥

न तद्वच श्चित्रपदं हरेर्यशो
जगत्पवित्रं प्रगृणीत कर्हिचित् ।
तद्ध्वाङ्क्षतीर्थं न तु हंससेवितम्
यत्राच्युतस्तत्र हि साधवोऽमलाः ॥

यद्वाग्विसर्गो जनताघसंप्लवो
यस्मिन् प्रति श्लोकमबद्धवत्यपि ।
नामान्यनन्तस्य यशोऽङ्कितानियत्
शृण्वन्ति गायन्ति गृणन्ति साधवः ॥

( भा० १२ स्क० १२ अ० ४८–४९ )

અનન્ત અને પૂજ્ય એવા ભગવાન્‌ની સ્તુતિ કરવાથી, તથા તેમનો પ્રભાવ ( ચરિત્રો ) સાંભળવાથી. જેમ સારી રીતે ઉગીને ઉપર આવેલા સૂર્યનારાયણ અન્ધકારને દૂર કરે છે, તેમજ તે પરમાત્મા મનુષ્યોના ચિત્તમાં પેસીને સર્વે સંસારનાં દુઃખોનો નાશ કરે છે.

જે કથા-વાર્તાઓમાં શ્રીકૃષ્ણ પરમાત્માનું કથન ન હોય. તે વાણીઓ બધી ફોકટ સમજવી, અને તે બધી અસત્ કથાઓ છે, એમ જાણવું. સત્ય તેજ કહી શકાય. બધી મંગલ પણ તેજ કહી શકાય, કે જેમાં ભગવાનના ગુણોનો પવિત્ર ઉદય વર્ણવેલો હોય.

તેજ વસ્તુ રમ્ય છે. તેજ વસ્તુ સુંદર છે. અથવા તેજ વસ્તુઓ નવી નવી કહી શકાય, અને તેજ મનનો નિરન્તર મહોત્સવ મનાવી શકાય. અથવા મનુષ્યોના શોકસાગરને સુકવી નાંખનાર પણ તેજ કહી શકાય. કે જેમાં પરમાત્માના ઉત્તમ ગુણોનું વર્ણન આપેલું હોય છે. અને વારંવાર ગુણો ગવાયા કરે છે.

જગત્‌ને પવિત્ર કરનારૂં પરમાત્માનું યશ કદાપિ આશ્ચર્યકારક પદોમાં ગવાયું નથી, તે વચન-વાક્ય જ ન કહેવાય. જેમકે જયાં હંસો ન હોય તે તીર્થ નહી પણ ધ્વાંક્ષ-તીર્થ, ઉદરંભરિ મનુષ્યો રહેતા હોય તેવું કહેવાય, તેમજ જ્યાં અચ્યુત ભગવાન વસે છે ત્યાંજ નિર્મલ ચિત્તવાળા સાધુઓ હોય છે. જ્યાં તેવા સાધુંઓ હોય છે. ત્યાંજ ભગવાન વસે છે.

જ્યાં સાધુ-સજ્જન પુરૂષો અનન્ત ભગવાનના યશથી અંકિત થયેલાં નામોનું શ્રવણ કરે છે, નામનો મહિમા ગાય છે, સ્તુતિ કરે છે અને જે પુરૂષ બન્ધન રહિત હોવા છતાં પણ, જેની વાણી જન-સમૂહના પાપને હરવા માટે નીકળે છે તે પુરૂષ જ ખરો-સાધુ સજ્જન છે—

यशःश्रियामेव परिश्रमः परो
वर्णाश्रमा चारतपःश्रुतादिषु ।
अविस्मृतिः श्रीधरपादपद्मयो
र्गुणानुवादश्रवणादरादिभिः ॥

अविस्मृतिः कृष्णपदारविन्दयोः
क्षिणोत्य भद्राणि समं तनोति च ।

सत्त्वस्य शुद्धिं परमात्मभक्तिं
ज्ञानञ्च विज्ञानविरागयुक्तम् ॥

( ભા. ૧૨ સ્ક૦ ૧૨ અ૦ ૧૪।૧૫ )

યશરૂપી લક્ષ્મીના સંપાદનમાં જ જેનો મહાન્ પરિશ્રમ છે. વર્ણ, આશ્રમ, આચાર, તપ અન વેદાધ્યયન વગેરે કોઇ અવસ્થામાં શ્રીધર—પરમાત્માના ચરણ કમલનું અવિસ્મરણ-સર્વદા સ્મરણ હોય અને પરમાત્માના ગુણોના અનુવાદને શ્રવણને અને તેમાં આદરભાવને પણ ભુલી જતો ન હોય.

કૃષ્ણ પરમાત્માના ચરણારવિન્દનું અવિસ્મરણ, ન ભુલી જવું તે અનેક પ્રકારના અનિષ્ટોને વિઘ્નોને દૂર કરે છે. તથા સરખા પણું ( મિત્રતા )—સત્વની શુદ્ધિ કરે છે. પરમાત્મામાં ભકિત વધારે છે. વિજ્ઞાન અને વિરાગયુક્ત જ્ઞાન બનાવે છે.

स्मरतः पादकमल मात्मानमपि यच्छति ।
किन्त्वर्थकामान् भजतो नान्याभीष्टान् जगद्गुरुः ।

दृष्टं तवाङ्घ्रियुगलं जनतापवर्गं
ब्रह्मादिभि र्हृदि विचिन्त्यमगाधबोधैः
संसारकूपपतितोत्तरणावलम्बं
ध्यायंश्चराम्यनुगृहाण यथा स्मृतिः स्यात् ॥

( ભા૦ ૧૦ સ્ક૦ ૬૯ અ૦ ૧૮ )

જગદ્‌ગુરૂ શ્રીકૃષ્ણ પરમાત્મા-ચરણ—કમલનું સેવન કરનારને પોતાનો આત્મા—( જ્ઞાન ) આપી દે છે એટલું જ નહી; પરંતુ અર્થ અને કામ પણ આપેછે, એટલે કે ચારો પુરૂષાર્થ પૈકી કોઇ પણ પુરૂષાર્થને પરમાત્મા આપી દે છે; પરંતુ તે સિવાય સેવકની મન ધારી ( અયોગ્ય ) વસ્તુને આપી શક્તા નથી.

હે પરમાત્મન્ ! દૃષ્ટિમાં આવેલું આપનું ચરણ-યુગલ, મનુષ્યોને મુક્તિ આપનારૂં છે અને જેઓને અગાધ-ગમ્ભીર જ્ઞાન છે તેવા બ્રહ્મા વગેરેએ હૃદયમાં જ વિચારવા યોગ્ય છે. સંસારરૂપી કુવામાં પડેલાઓનો ઉદ્ધાર કરવા માટે આશ્રય રૂપ છે—આધાર છે. અને તેનું ધ્યાન કરતો કરતો ચોમેર ફર્યા કરૂં છું, માટે જેમ આપના ચરણનું કાયમ સ્મરણ રહે તેમ કૃપા કરો.

तं नः समादिशोपायं येन ते चरणाब्जयोः ।
स्मृति यथा न विरमेदपि संसरतामिह ॥

( भा. १० स्क० ७३ अ० १५ )

હે ભગવન્! આ સંસારમાં વિચરતા અમોને એવો એક ઉપાય બતાવો; કે આપના ચરણારવિન્દનું સ્મરણ અમારા હૃદયમાંથી દૂર ન જઈ શકે.

तस्माद्रजोरागविषादमन्यु-
मानस्पृहादैन्यभयाधिमूलम् ।
हित्वा गृहं संसृति चक्रवालं
नृसिंहपादं भजतः कुतोभयम् ॥

( भा. ५ स्क० १८ अ० १४ )

તે માટે રજોગુણ દ્વેષ અને પ્રીતિ, ખેદ, ક્રોધ, માન, સ્પૃહાદૈન્ય (મવાલીપણું) ભય એ બધાનું મૂળ, સંસારરૂપી ચક્રવાલ રૂપ ઘરનો ત્યાગ કરીને નૃસિંહ પરમાત્માના ચરણારવિન્દનું ભજન કરનારને ડર હોય જ શાનો ?

अहो ( ब तैषां ) अमीषां किमकारि शोभनं
प्रसन्न एषां स्विदुत स्वयं हरिः ।
यै जन्म लब्धं नृषु भारताजिरे
मुकुन्द सेवौपयिकं स्पृहा हि नः ॥

( भा. ५ स्क० १९ अ० २० )

ઘણુજ આશ્ચર્યની વાત છે કે આ લોકોએ કેટલું યે પુણ્યકર્મ કરેલું છે કે--જેથી ભગવાન્ પોતેજ આઓ ઉપર પ્રસન્ન છે. જેઓએ ભારત વર્ષના આંગણામાં મનુષ્યોમાં મુકુન્દ–પરમાત્માની સેવા કરવા યોગ્ય જન્મ લીધો છે. તે સ્પૃહા અમોને છે.

याः सम्पर्यचरन् प्रेम्णा पादसम्वाहनादिभिः ।
जगद्गुरुं भर्तृबुद्धया तासां किं वर्ण्यते तपः ॥

( वि. पु० )

જે ગોપીઓએ કેવળ પ્રેમ-બુદ્ધિથી ચરણુ સેવા વડે જગદ્ગુરૂ શ્રીપરમાત્માની પતિ-બુદ્ધિથી સેવા કરેલી, તેઓના તપનું કેટલુંક વર્ણન કરી શકીએ ? ! !

वैदिकस्तान्त्रिको मिश्र इति मे त्रिविधो मखः ।
त्रयाणामीप्सितेनैव विधिना मां समर्चयेत् ॥

[ भा०११ स्क० २७ अ० ७ ]

ભગવાન્ કહેછેઃ—મારો યજ્ઞ વૈદિક તાન્ત્રિક અને તે બેઉના અંગોથી મિશ્ર એમ ત્રણ પ્રકારનો છે. તે ત્રણેમાંથી જે વિધિ પોતાને રૂચતો હોય તેનાથી મારી ભકતજન પૂજા કરી શકે છે.

एवं क्रियायोगपथैः पुमान् वैदिकतान्त्रिकैः ।
अर्चन्नुभयतः सिद्धिं मत्तो विन्दत्यभीप्सिताम् ॥

( भा० ११ स्क० १७ अ० ४९ )

એ પ્રમાણે વૈદિક અને તાન્ત્રિક એવા ક્રિયાયોગના માર્ગો વડે મારી પૂજા કરતો પુરૂષ, મારી પાસેથી બેઉપ્રકારની અભિષ્ટ-સિદ્ધિની પ્રાપ્તિ કરે છે.

यत्पादयोरशठधीः सलिलं प्रदाय
दूर्वाङ्कुरैरपि विधाय सतीं सपर्य्याम् ।
अप्युत्तमां गतिमसौ भजते त्रिलोकीं
दाश्वानविक्लवमनाः कथमार्तिमिच्छेत् ॥

[ वि. पु० ]

સરલ બુદ્ધિવાળો પુરૂષ જે પરમાત્માના ચરણારવિન્દનું પાણી ( ચરણામૃત ) લઇને દુર્વાંકુરોથી પણ ઉત્તમ પૂજાને કરીને પણ, ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે, કારણ કે ત્રણે લોકમાં ફરીને થાકી ગયેલા ચિત્ત-વાળો શાન્તિ કેવી રીતે પામી શકે ?

अहो प्रणामाय कृतः समुद्यमः
प्रपन्नभक्तार्थविधौ समाहितः ।
यल्लोकपालै स्त्वदनुग्रहाऽमरै
रलब्धपूर्वोपसदे सुराऽर्पितः ॥
[ वि. पु. ]

આશ્ચર્યની વાત છે કે પ્રણામને માટે કરેલી તૈયારી શરણ આવેલા ભક્તજનોના કલ્યાણ માટે ઉપયોગમાં આવી. જેઓના લોકપાલ દેવતાઓએ તમારી કૃપા કદાપિ નહી પ્રાપ્ત કરેલી શાન્તિવાળા દેવમાં અર્પણ કરેલી છે ! !

तत्तेऽनुकम्पां सुसमीक्षमाणो
भुञ्जान एवात्मकृतं विपाकम् ।
हृद्वाग्वपुर्भि र्विदधन्नमस्ते
जीवेत यो मुक्तिपदे स दायभाक् ॥

( भा० १० स्क० १४ अ० ८ )

તો હે પરમાત્મન ! તમારી કૃપાની સારી રીતે પ્રતીક્ષા કરતો અને પોતે કરેલા કર્મવિપાકનેજ ભોગવતો છતો હૃદય, વાણી અને શરીરથી આપને નમસ્કાર કરતો જે પુરૂષ જીવે છે, તેજ પુરૂષ મુકિત-પદના હકકોને ભોગવી શકે છે.

ममाद्या मङ्गलं नष्टं फलवांश्चैव मे भवः ।
यन्नमस्ये भगवतो योगिध्येयांघ्रिपंकजम ॥

( भा० १० स्क० १२ अ० ४७ )

મારૂં જે કાંઇ અમંગલ હતું તે નષ્ટ થયું છે અને મારો જન્મ આજ હું સફળ માનું છું. જેથી કે યોગી લોકોએ ધ્યાન કરવા યોગ્ય પરમાત્માના ચરણકમલને હું નમન કરીશ.

पतितः स्खलितो वार्त्तः क्षुत्त्वा वाऽवशो गृधन् ।
हरये नम इत्युच्चै र्मुच्यते घोरकिल्बिषात् ॥

( भा० १२ स्क० १२ अ० ४७ )

પતિત થયેલો અથવા ભ્રષ્ટ થયેલો અથવા પીડાયલો: પરંતુ અપરાધીન હોઇને ક્ષીંક ખાઇને પણ શરમાતો છતો ' હરયે નમઃ ' એ પ્રમાણે ઉત્તમ હૃદય સંસ્કારથી બોલતો હોય તો પણ તે મુકત થાય છે.

नताःस्म ते नाथ पदारविन्दं
बुद्धीन्द्रियप्राणमनोवचोभिः ।
यच्चिन्त्यतेऽन्तर्हृदि भावयुक्तै
र्मुमुक्षुभिः कर्ममयोरुपाशात् ॥

હે નાથ ! તમારા ચરણારવિન્દને અમો બુદ્ધિ, ઇન્દ્રિય પ્રાણ, મન અને વાણી વડે નમેલા છીએ ભાવયુક્ત કર્મરૂપ મોટા પાશમાંથી છુટવાની ઇચ્છા રાખનાર પુરૂષોએ જેમના ચરણારવિન્દનું ચિન્તન થાય છે. અને શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ—

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

( गी० १८ अ० ६५ )

શ્રીકૃષ્ણ--ભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે—મારામાં મનવાળો થઇ જા, મારોજ ભકત થા, મને પૂજનારો થા. મનેજ નમસ્કાર કર હું ચોક્કસ પ્રતિજ્ઞા કરીને સત્ય કહું છું કે તું મારો પ્રિય છે અને તેમ વર્તીશ તો ચોકકસ મારા સ્વરૂપનેજ પામીશ.

यन्नामश्रुतिमात्रेण पुमान् भवति निर्मलः ।
तस्य तीर्थपदः किंवा दासानामवशिष्यते ॥

( भा० ९ स्क० ५ अ० १६ )

જેના કેવળ નામશ્રવણથી જ પુરૂષ નિર્મલ બને છે તેવા, તીર્થ સ્વરૂપ ચરણ જેના છે એવા, તે પુરૂષના દાસોને માટે શું બાકી રહે છે? અર્થાત્ તેવા શુદ્ધ અન્તઃકરણવાળા પુરૂષોએ બધું પ્રાપ્ત કરેલું હોય છે.

किं चित्रमच्युत ! तवैतदशेषबन्धो !
दासेष्वनन्यशरणेषु यदात्मसात्त्वम् ।
योऽरोचयत् सहमृगैः स्वयमीश्वराणां
श्रीमत्किरीटतटपीडितपादपीठः ॥

( भा० ११ स्क० २९ अ० ४ )

હે અચ્યુત ! પ્રાણી માત્રના બન્ધુ ! બીજું કાંઇ જેને શરણ નથી એવા તમારા દાસો ઉપર તમારી આત્મ–બુદ્ધિ છે, તેમાં શું આશ્ચર્ય ! કારણ કે આપ પોતે તો સમર્થ રાજાઓના શોભાયુક્ત મુકુટોના અગ્રભાગથી નમન કરાયું છે–ચરણરૂપી પીઠ–આસન જેઓનું એવા છો અને વનચર–પશુઓ સાથે પણ ગમી ગયા છો.

कायेन वाचा मनसेन्द्रियै र्वा
बुद्धयात्मना वानुसृतस्वभावात् ।

करोति यद्यत् सकलं परस्मै
नारायणायेति समर्पयेत तत् ॥

( भा० ११ स्क० २ अ० ३६ )

શરીરવડે વાણીથી. મનથી, અથવા ઇન્દ્રિયોથી, બુદ્ધિથી આત્મા વડે અથવા અનુકૂળ સ્વભાવ થકી, જે જે કરવામાં આવે છે તે બધું પરબ્રહ્મ સ્વરૂપ નારાયણને અર્પણ કરી દેવું.

अहो भाग्यमहोभाग्यं नन्दगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥

નન્દમહારાજ ગોવાળીઆઓ અને વ્રજનાનિવાસીઓનું અહો ભાગ્ય છે! અહોભાગ્ય છે! કે પૂર્ણ બ્રહ્મ-સનાતન પરમાનન્દ સ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્મા જેઓના મિત્ર છે. એટલે કે તેઓને જ્યારે જ્યારે દુઃખ આવી પડે ત્યારે ત્યારે દુઃખ દૂર કરવા તૈયાર ઉભેલા છે.

इत्थं सतां ब्रह्मसुखानुभूत्या
दास्यं गतानां परदैवतेन ।
मायाश्रितानां नरदारकेण
सार्द्धं विजह्नुः कृतपुण्यपुञ्जाः ॥

( भा० १० स्क० १२ अ० ११ )

આ પ્રમાણે બ્રહ્મસુખના અનુભવ વડે દાસપણાને પામેલા સજ્જનો ( જ્ઞાનીઓ ) ના ઉત્તમ દૈવત-જ્ઞાન બલવડે માયામાં વળગી રહેલાઓના કરેલા પુણ્યના ઢગલાઓ, જીવ સ્વરૂપને દૂર કરવાવાળા જ્ઞાન સાધન સાથે માયાને હરી લેતા હતા.

मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा
निवेदितात्मा विचिकीर्षितो मे
तदामृतत्वं प्रतिपद्यमानो
मयात्मभूयाय च कल्पते वै ॥

( भा० ११ स्क० २९ अ० ३४ )

જ્યારે મનુષ્ય સમસ્ત કર્મોના ત્યાગ કરીને જણાવ્યું છે પોતાનું આત્મ સ્વરૂપ જેણે એવો થઈ મારી કૃપાને માટે પાત્ર બનેલો હોય છે, ત્યારે અમૃતપણાને પ્રાપ્ત [illegible] મારા વડે આત્મ-જ્ઞાન-મુક્તિ માટે કલ્પે છે. યોગ્ય થાય છે.

धर्मार्थकाम इति योऽभिहितस्त्रिवर्ग
ईक्षा त्रयी नयदमौ विविधा च वार्त्ता ।
मन्ये तदेतदखिलं निगमस्य सत्यं
स्वात्मार्पणं स्वसुहृदः परमस्य पुंसः ॥

( भा० ७ स्क० ६ अ० २६ )

ધર્મ, અર્થ અને કામ આ પ્રમાણે જે ત્રિવર્ગ કહ્યો છે અને કણાદશાસ્ત્ર. ત્રણેવેદો, ન્યાયશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને અનેક પ્રકારની વાર્તાઓ અને વેદોનું આ બધું રહસ્ય, હું સત્ય માનું છું કે પરમ પુરૂષને પોતાના શુદ્ધ હૃદયથી સ્વાત્માર્પણ કરવું જોઇએ.

देवर्षिभूतात्मनृणां पितॄणां
न किंकरो नाय मृणी च राजन् !
सर्व्वात्मना यः शरणं शरण्यं
गतो मुकुन्दं परिहृत्य कर्त्तम् ॥

( भा० ११ स्क० ५ अ० ४१ )

હે રાજન્ ! દેવો, ઋષિઓ પંચમહાભૂતો આપ્તજનો અને પિતૃઓનો, આ સેવક પણ નથી અને ઋણી–દેવાદાર પણ નથી; કે જે સર્વસ્વરૂપે શરણ આપનારા મુકુન્દ પરમાત્માના શરણમાં બધાં કર્તવ્યો છોડીને પહોંચલો છે.

માટે આ પ્રકારે શકિતપ્રમાણે ભાગવત–ધર્મોનું અનુષ્ઠાન કરી શકાય છે. એ પ્રમાણે ચોથી ભૂમિકા પુરી થઇ.

આ ચારે ભૂમિકાઓ સાધન રૂપજ છે. ત્યાર પછી પ્રેમના અંકુરો ઉત્પન્ન થાય છે. ભકિત એટલે ભકિતરસનો સ્થાયી ભાવ સમજવો. અને તે પીગળેલા ચિત્તમાં, પ્રવિષ્ટ થયેલા ભગવાનના આકાર સ્વરૂપ એક જાતનો સંસ્કાર છે, તેમ આગળ કહેવાશે અને તેજ ધર્મ ભગવાનના ધર્મોના અનુષ્ઠાન સ્વરૂપ બીજનો છે. તે કહેલું છેઃ—

सतां प्रसङ्गान्मम वीर्यसंविदो
भवन्ति हृत्कर्णरसायनाः कथाः ।
तज्जोषणादाश्वपवर्गवर्त्मनि
श्रद्धारति र्भक्तिरनुक्रमिष्यति ॥

( भा० ३ स्क० २५ अ० २५ )

વીર્યનું રક્ષણ કરનાર—બ્રહ્મચારી એવા મને, સજ્જનોના પ્રસંગથી હૃદય અને કાનને રસ આપનારી કથાઓ સાંભળવા અવસર પ્રાપ્ત થાય છે. અને તે સજ્જનોના સેવનથી જલદીથી મોક્ષ માર્ગમાં શ્રદ્ધા પ્રીતિ અને ભકિત અનુક્રમે આવી પહોંચશે.

શ્રદ્ધા અને ભકિત રસનો અનુભવ થયા પછી, રતિરૂપ સ્થાયી-ભાવ થાય છે. અને ત્યાર પછી તે સ્થાયીભાવ ભકિતરસના સ્વરૂપને પ્રાપ્ત થયેલો અનુક્રમે દૃઢ થતો જાય છે.

एवं मनः कर्मवशं प्रयुंक्ते
अविद्ययात्मन्युपधीयमाने ॥
प्रीति र्न यावन्मयि वासुदेवे
न मुच्यते देहयोगेन तावत् ॥

( भा० ५ स्क० ५ अ० ६ )

એ પ્રમાણે આત્મા અવિદ્યાવડે ઝપાટામાં આવી જાય ત્યારે મન કર્મને આધીન થઇને જેમ તેમ પ્રયોગો કર્યા કરે છે, તેથી જ્યાં સુધી વસુદેવના પુત્ર એવા મારા ( શ્રીકૃષ્ણમાં ) પ્રીતિ ન થાય ત્યાં સુધી આ સ્થૂલ શરીરનો સંબંધ છુટીજ શકતો નથી.

भवापवर्गो भ्रमतो यदा भवेत्
जनस्य तर्ह्यच्युत ! सत्समागमः ।
सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ
परावरेशे त्वयि जायते ( रतिः ) मतिः ।

( भ ० १० स्क० ५१ अ० ५३ )

હે અચ્યુત ! જ્યારે મનુષ્યને ભમતાં ભમતાં સજ્જનોનો સમાગમ થાય, ત્યારે જન્મનો ફેરો ટળે છે અને જ્યારે સજ્જનોનો સંગમ થાય ત્યારેજ સદ્‌ગતિ રૂપ અને પર અને અવરના ઇશ એવા આપમાં પ્રીતિ અથવા મતિ થાય છે.

त्वयि मेऽनन्यविषया मति र्मधुपतेऽसकृत् ।
रति मुद्वहतादद्धा गङ्गेवौघमुदन्वति ॥

[ वि. पु. ]

હે મધુપતે ! આપમાં મારી અનન્ય—બીજા કોઇને પોતામાં

અવકાશ ન આપતી વારંવાર મતિ હો, થાઓ. સાગરમાં ગંગા જેમ ઓઘને ઉત્પન્ન કરે છે. તેમ મારી પ્રીતિ આપમાં થાઓ.

**कर्म्मभि र्भ्राम्यमाणानां यत्र क्वापीश्वरेच्छया ।**
**मङ्गलाचरितै र्दानै रति र्नः कृष्ण ईश्वरे ॥**

( भा. १० स्कं० ४७-६७ )

જ્યાં ત્યાં પ્રારબ્ધ કર્મો વડે ભટકતા અમારા મંગલ આચરણોથી ઇશ્વરાર્પણ બુદ્ધિથી થતાં થતાં દાનો વડે કૃષ્ણ પરમાત્મમાં અમારી પ્રીતિ થાઓ.

આ પાંચમી ભૂમિકા છે. ભકિતનું સ્વરૂપ આ ભૂમિકાના જ એક પ્રકારના પરિપાકથી થાય છે, બાકી છ ભૂમિકાઓ તો ફલ રૂપ છે, અને તેઓથી સ્વરૂપને સમજી શકાય છે. ઈન્દ્રિયોથી ગ્રહણ ન કરી શકાય એવા આત્મસ્વરૂપ સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારના ભેદોથી જુદો પાડીને જે સાક્ષાત્કાર થાય તે છઠ્ઠી ભૂમિકા છે. નહી તો દેહ અને ઇન્દ્રિય વગેરેઓના વિક્ષેપથી થતી પ્રીતિ બની જ ન શકે. અને તે કહ્યું છેઃ—

ज्ञानं निःश्रेयसार्थाय पुरुषस्यात्मदर्शनम् ।
यदाहुर्वर्णये तत्ते हृदयग्रन्थिभेदनम् ॥
अनादि रात्मा पुरुषो निर्गुणः प्रकृतेः परः ।
प्रत्यग्धामा स्वयंज्योति-र्विश्वं येन समन्वितम् ॥
स एष प्रकृतिं सूक्ष्मां दैवीं गुणमयीं विभुः ।
यदृच्छयैवोपगतामभ्यपद्यत लीलया
गुणै र्विचित्राः सृजतीं स्वरुपाः प्रकृतिं प्रजाः ।
विलोक्य मुमुहे सद्यः स इह ज्ञानगूहया

[ वि. पु. ]

પુરૂષનું આત્મદર્શન-રૂપ જ્ઞાન કલ્યાણને માટે જે મુનિઓ કહી ગયા છે, તે હૃદયની ગ્રન્થિ-બન્ધ ને તોડવાવાળું જ્ઞાન, હું તને વર્ણવી બતાવું:—

અનાદિ-આત્મા-એ પુરૂષ છે-નિર્ગુણ છે અને પ્રકૃતિથી પર છે. ચારો તરફ તેનું તેજ વિરાજેલું છે. સ્વયંજ્યોતિ સ્વયંપ્રકાશ સ્વરૂપ છે કે જેનાથી આખું વિશ્વ ઓતપ્રોત છે.

તે આ સૂક્ષ્મ પ્રકૃતિને ગુણમયી ત્રિગુણાત્મિકા માયા–દેવીને પોતાની મેળેજ પાસે આવેલી તે લીલાને માટેજ સ્વીકારી.

પોતાના ગુણો વડે વિચિત્ર, પોતાનાજ સરીખા રૂપવાળી પ્રજાને સૃજતી તે પ્રકૃતિને જોઈને તે મુંઝાયા અને જ્ઞાન–ગૂહાવડે પોતાનો મોહ દૂર કર્યો.

एवं पराभिध्यानेन कर्त्तृत्वं प्रकृतेः पुमान् ।
कर्म्मसु क्रियमाणेषु गुणैरात्मनि मन्यते ॥
तदस्य संसृतिर्बन्धः पारतन्त्र्यश्च तत्कृतम् ।
भवत्यकर्त्तुरीशस्य साक्षिणो निर्वृतात्मनः ॥

( भा. ३ स्क. २६ अ. ६–७ )

પુરૂષ, એ પ્રમાણે પરના અત્યન્ત ધ્યાનથી કરતા કર્મોમાં પ્રકૃતિના ગુણોથી આત્મા–પોતાનામાં કતૃત્વને સ્વીકારે છે.

જે કર્તૃત્વનો સ્વીકાર તેજ પુરૂષનો સંસાર અથવા બન્ધન કહેવાય અને પારતન્ત્ર્યપણુ કર્તૃત્વના સ્વીકાર મૂલકજ છે. તે નિવૃત્તિ પામેલા આત્માને–સાક્ષિરૂપ અને કર્ત્તાના અનુભવથી રહીત ઈશ સ્વરૂપને કર્તૃત્વના સ્વીકારથીજ જીવ સ્વરૂપ–પરતન્ત્રતાવાળું ભોગવવું પડે છે.

તેમજઃ—

आत्मा नित्योऽव्ययः शुद्ध एकः क्षेत्रज्ञ आश्रयः ।
अविक्रियः स्वदृग् हेतुर्व्यापकोऽसङ्ग्यनावृतः ॥
एतै र्द्वादशभिर्विद्वानात्मनो लक्षणैः परैः ।
अहं ममेत्यसद्भावं देहादौ मोहजं त्यजेत् ॥

( भा. ७ स्क. ७ अ. १९–२० )

આત્મા–નિત્ય છે અવિનાશી–શુદ્ધ–એકજ ક્ષેત્રજ્ઞ–સર્વભૂતોનો આશ્રય–અવિકારી સ્વયંપ્રકાશ સર્વનો કારણભૂત, વ્યાપક અસંગી તેમજ અલિપ્ત છે.

આ આત્માના ઉત્તમ બાર લક્ષણોવડે પોતાને જાણતો જ્ઞાની–હું અને મારૂં એ પ્રકારનું દેહ વગેરેમાં મોહથી ઉત્પન્ન થતું અજ્ઞાન છોડી દે.

એ પ્રમાણે ત્વંપદનું લક્ષ્ય શુદ્ધ જણાયે છતે તત્પદના લક્ષ્ય સાથે બેઉનું અભેદાત્મક જ્ઞાન થાય છે તે પણ કહ્યું છેઃ—

कृष्णमेनमवेहि त्वमात्मानमखिलात्मनाम् ।
जगद्धिताय सोऽप्यत्र देही वा भाति मायया ॥

( भा. १० स्क. ११४ अ. ५५ )

અખિલ પ્રાણીઓના આત્મા સ્વરૂપ આ કૃષ્ણપરમાત્માને તમો જાણી લ્યો. કે જે જગતના કલ્યાણને માટે માયા વડે, દેહધારી મનુષ્યની માફક ભાસ્યા કરે છે.

વગેરે—આવું જ્ઞાન, ભક્તિ સંપૂર્ણરીતે પ્રકાશ્યા પછીજ થાય છે. એમ કહેવાયું—

वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।
जनयत्याशु वैराग्यं ज्ञानञ्च यदहैतुकम् ॥

( भा. १ स्क. २ अ. ७ )

વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ ભગવાન્‌માં યોજેલો–પ્રયોગમાં લીધેલો ભક્તિયોગ, જલદીથી વૈરાગ્ય–ઉદાસીનતાને ઉત્પન્ન કરેછે અને અહેતુક સ્વભાવ સિદ્ધ જ્ઞાનને ઉત્પન્ન કરે છે.

श्रेयः स्रुतिं ( श्रुतिं ) भक्ति मुदस्य ते विभो !
क्लिश्यन्ति ये केवल बोधलब्धये ॥
तेषा मसौ क्लेशल एव शिष्यते ॥
नान्यद्‌ यथा स्थूल तुषावघातिनाम् ॥

( भा. १० स्क. १४ अ. ४ )

હે વિભો ! હે સમર્થ ! જેઓ કેવળ જ્ઞાનની પ્રાપ્તિ માટેજ ભક્તિને સ્વીકારીને સંસારને કિલષ્ટ બનાવી દે છે તેઓને માટે આ પરમાત્મા કલેશના વિનાશક તરીકે જ ઓળખાય છે–કે જેમ કપાસના ઢગલામાં પાટુ મારનારને જેવો અનુભવ થાય છે તેવોજ અનુભવ તેઓને થાય છે. એથી વધારે અનુભવ મળી શકતો નથી. વગેરે.

એવું તત્વજ્ઞાન થાય ત્યારે વૈરાગ્ય દૃઢ થયેલું હોવાને લીધે પરમાત્મામાં પ્રેમની વૃદ્ધિ થાય છે એ પ્રમાણે સાતમી ભૂમિકા સિદ્ધ થઇ. જેમ-

न्यस्तक्रीडनको बालो जडवत् तन्मनस्तया ।
कृष्णग्रहगृहीतात्मा न वेद जगदीदृशम् ॥

आसीनः पर्यटन्नश्नन् शयानः प्रपिबन् ब्रुवन् ।
नानुसन्धत्त एतानि गोविन्दपरिरम्भितः ॥
क्वचिद्रुदति वैकुण्ठचिन्ताशबलचेतनः ।
क्वचिद्धसति तच्चिन्ताल्हाद उद्गायति क्वचित् ॥
नदति क्वचिदुत्कण्ठो विलज्जो नृत्यति क्वचित् ।
क्वचित् तद्भावनायुक्त स्तन्मयोऽनु चकार ह ॥
क्वचिदुत्पुलक स्तूष्णी मास्ते संस्पर्शनिर्वृतः ।
अस्पन्दप्रणयानन्दसलिलामीलितेक्षणः ॥

स उत्तमश्लोकपदारविन्दयो—
र्निषेवयाऽकिञ्चनसङ्गलब्धया ।
तन्वन् परां निर्वृति मात्मनो मुहु—
र्दुस्सङ्गदीनान्यमनः शमं व्यधात् ॥

( भा. ७ स्क. ४ अ. ३७—४२ )

ફેંકી દીધો છે. રમવાનો હઠ જેણે એવો બાલક જેમ. હઠામાંજ તેનું મન પરોવાયું હોવાને લીધે જડની માફક આ જગતને જાણી શકતો નથી, તેમજ કૃષ્ણરૂપી ગ્રહવડે જેનો આત્મા જકડાયો છે. તે પુરૂષ, જગત્ કેવું છે—કે કેવું નહીં એવી રીતે જાણી શકતો નથી.

બેઠેલો, ફરતો, ખાતો, સુતો, તૃષાને શાન્ત કરવા અત્યન્ત પીતો અને બોલતો છતો પણ જે ગોવિન્દમાં મન પરોવીને નીચે પ્રમાણે અનુસન્ધાન નથી કરતો તે—

કોઇક જગ્યાએ રૂવે છે. વૈકુણ્ઠની પ્રાપ્તિને માટે વિહ્‌વલ જેનું ચિત્ત થયું છે એવો, કોઇક ઠેકાણે હસે છે, પરમાત્માની ચિન્તાથી આનંદ માનતો છતો ઉંચેથી ગાયા કરે છે.

કયાંક કંઠને ઉંચો કરીને ગર્જના કરે છે. લજ્જાનો ત્યાગ કરીને કોઇક ઠેકાણે નાચ્યા પણ કરે છે. કોઈ ઠેકાણે પરમાત્માની ભાવનાવાળો થઇને તન્મય થઇ પરમાત્માનું અનુકરણ કરે છે.

કોઇ જગ્યાએ રોમાંચિત થઇને મૂંગો બેસી જાય છે. અને સ્પર્શ સુખથી શાન્તિ પણ પ્રાપ્ત કરે છે. ફરકયા સિવાય પ્રેમ અને આનંદના અશ્રુ-જલથી આંખોને મીંચીને અપૂર્વ શાન્તિ પ્રાપ્ત કરે છે.

સાધુઓના સંગથી પ્રાપ્ત કરેલી ઉત્તમ શ્લોક-પરમાત્માન

ચરણારવિન્દની નિરન્તર સેવાને લીધે આત્માની ઉત્તમ શાન્તિને ફેલાવતો, વારંવાર દુર્જન, હીનજન અને અન્ય વસ્તુમાં જેઓનું મન છે, તેવાઓની શાન્તિને શમને ફેલાવે છે.

તેમજ—

एवं निर्जितषड्वर्गैः क्रियते भक्तिरीश्वरे ।
वासुदेवे भगवति यथा संलभ्यते रतिः ॥

निशम्य कर्म्माणि गुणानतुल्यान्
वीर्य्याणि लीलातनुभिः कृतानि ।
यदातिहर्षोत्पुलकाश्रुगद्गदं
प्रोत्कण्ठ उद्गायति रौति नृत्यति ॥

यदा ग्रहग्रस्त इव क्वचिद्धस—
त्याक्रन्दते ध्यायति वन्दते जनम् ।
मुहुः श्वसन् वक्ति हरे ! जगत्पते !
नारायणेत्यात्मगति र्गतत्रपः ॥

तदा पुमान् मुक्तसमस्तबन्धन-
स्तद्भावभावानुकृताशया कृतिः ।
निर्दग्धबीजानुशयो महीयसा
भक्तिप्रयोगेण समेत्यधोक्षजम् ॥

अधोक्षजालम्बमिहाशुभात्मनः
शरीरिणः संसृतिचक्रशातनम् ।
तद्ब्रह्म निर्व्वाणसुखंविदुर्बुधा
स्ततो भजध्वं हृदये हृदीश्वरम् ॥

( भा. ७ स्क. ७ अ. ३३-३७ )

એ પ્રમાણે જેઓએ કામ, ક્રોધ, વગેરે છ'શત્રુઓને જિતેલા છે તેઓ, વાસુદેવ શ્રીભગવાનમાં ભકિત કરે છે. જે ભકિતથી રતિ-પ્રભુ-પ્રેમ પ્રાપ્ત થાય છે.

પરમાત્માના અતુલ ગુણોને, તેમનાં પરાક્રમોને. અને લીલા રૂપી શરીર વડે કરેલાં કર્મોને સાંભળીને જ્યારે અત્યન્ત હર્ષથી ભકત-જન રોમાંચિત થાય છે. ત્યારે આંખોમાં આંસુ-આનન્દાશ્રુ આવવા લાગે છે. ગદ્‌ગદ્ કંઠે રડવા લાગે છે, અત્યન્ત કંઠને ઉંચો કરીને ઉંચે સ્વરે ગાવા લાગે છે, રડે છે, નાચે છે,

એટલુંજ નહી, પણ જ્યારે કોઇ ગ્રહથી પીડિત હોય ! તેમ ક્યારેક હસે છે. બરાડા પાડે છે. ધ્યાન કરે છે. મનુષ્યોને નમે છે. વારંવાર શ્વાસ લેતો લેતો. હે હરે ! હે જગત્પતે ! એમ બોલે છે અને લજ્જાને છોડીને 'નારાયણ એજ મારી ગતિ છે' એમ કહ્યા કરે છે—

ત્યારે તે પુરૂષ છુટી ગયાં છે સમસ્ત બન્ધનો જેનાં એવો, મુકિત સ્વરૂપ–પરમાત્મ–ભાવ–ના પ્રભાવથી અનુકરણ કર્યું છે. આશય અને આકૃતિનું જેણે એવો, અને મોટા ભકિત પ્રયોગથી જેણે બાળી દીધો છે અવિદ્યાના બીજરૂપ સંસર્ગ જેણે એવો, પરમાત્માને આવીને ભેટે છે. પરમાત્મા સ્વરૂપ બની જાય છે.

અશુભસંસર્ગોથી ઘેરાયલા સ્થૂલ વગેરે શરીરોને ધારણ કરનાર જીવને સંસાર રૂપી ચક્રને દૂર કરવા માટે પરમાત્માનુંજ શરણ હોય છે, માટે મોક્ષદાયક સુખ સ્વરૂપને ડાહ્યા વિદ્વાનો જાણે છે. તો તમો હૃદયમાં હૃદયના ઈશ્વરને ભજ્યા કરો.

એ પ્રમાણે બીજું પણ જાણી લેવું. આવા–અભ્યાસવાળા પુરૂષનો સાતમી ભૂમિકા સુધીમાંજ સાધનાભ્યાસ હોય છે. આવી સ્થિતિ થયા પછી પણ પહેલાની ચાર ભૂમિકાઓ ઘણીજ સરલરીતે યત્ન સિવાય સાધ્ય થઇ શકે છે.

અને પછી તે ભૂમિકાનું સ્ફુરણ થાય છે. પ્રેમના સ્થાનભૂત તે પરમાત્માનો સાક્ષાત્કાર જેમાં નિરતિશય નિરવધિ પ્રેમનો હેતુ બને છે તે આઠમી ભૂમિકા છે. તેજ કહ્યું છે—

नैकात्मतां मे स्पृहयन्ति केचित्
मत्पादसेवाभिरता मदीहाः ।
येऽन्योऽन्यतो भागवताः प्रसज्य
समाजयन्ते मम पौरुषाणि ॥

पश्यन्ति ते मे रुचिराण्यम्ब ! (सन्तः)
प्रसन्नवक्त्रारुणलोचनानि ।
रूपाणि दिव्यानि वरप्रदानि
साकं वाचं स्पृहणीयां वदन्ति ॥

तै र्दर्शनीयावयवैरुदार-
विलासहासेक्षितवामसूक्तैः ।

हृतात्मनो हृतप्राणाश्च भक्ति-
रनिच्छतो गतिमण्वीं प्रयुङ्क्ते ॥

( भा. ३ स्क. २५ अ. ३४–३६ )

ઘણા ખરા મારા ચરણની સેવામાંજ રમી રહેલા, મારીજ ચેષ્ટા કરનારા, મારી સાથે એક સ્વરૂપપણાને ચાહતાજ નથી. જે ભગવજ્જનો આપસ આપસમાં બલાત્કારે મારા પુરૂષાર્થોનેજ પૂજે છે.

હે અંબ ! અથવા હે સજ્જનો ! પ્રસન્ન મુખ અને કાંઇક લાલ એવાં મારાં સુન્દર નેત્રોને તેમજ મારાં દિવ્ય અને વરદાનને આપવા વાળાં રૂપોને પણ જોયા કરે છે.

મારી સાથે જંખવા યોગ્ય વાણીને બોલે છે એટલે કે મારી સાથે વાર્તાલાપ માટે ઝંખ્યા કરે છે.

દર્શનીય અવયવો વાળા–અને ઉદાર-વિલાસ, હાસ, દૃષ્ટિ અને વામ સૂક્ત વાળા તેઓએ, જેના આત્માઓ તથા પ્રાણો હરી લીધા છે. તેવાઓને ન ચાહતા હોય તેઓને પણ મારી ભક્તિ સૂક્ષ્મ ગતિમાં પ્રયોજે છે, એટલે કે મારી ભક્તિ વડે સૂક્ષ્મ ગતિના માર્ગે પ્રેરાય છે.

એ પ્રમાણે બીજું પણ વિચારી લેવું. આ થકી ભગવદ્ ધર્મોમાં નિષ્ઠા–ભક્તિનો અતિશય થાય છે. જેમ શ્રીવિષ્ણુ પુરાણમાં—

शालग्रामे महाभागो भगवन्न्यस्तमानसः ।
उवास सुचिरं कालं मैत्रेय ! पृथिवीपतिः ॥
अहिंसादिष्वशेषेषु गुणेषु गुणिनां वरः ।
अवाप परमां काष्ठां मनसश्चापि संयमे ॥
यज्ञेशाच्युत ! गोविन्द ! माधवानन्त ! केशव !
कृष्ण ! विष्णो हृषीकेशेत्याह राजा स केवलम् ॥
नान्यज्जगाद मैत्रेय ! किञ्चित् स्वप्नान्तरेष्वपि ।
एतत्परं तदर्थञ्च विना नान्यदचिन्तयत् ॥
समित्पुष्पकुशादानं चक्रे देवक्रियाकृते ।
नान्यानि चक्रे कर्म्माणि निःसङ्गो योगतापसः ॥

[ वि. पु. ]

હે મૈત્રેય ! પરમાત્મામાં જેણે ચિત્ત પરોવ્યું છે એવો, મહા-

સમર્થ રાજા-લાંબા કાળથી શાલિગ્રામમાં સર્વસ્વ અર્પણ કરીને રહેતો હતો.

અને મનનો સંયમ કર્યા પછી ગુણવાનોમાં શ્રેષ્ઠ, અહિંસા વગેરે સર્વ ગુણોમાં ઉત્તમ કોટિને પ્રાપ્ત થયો.

હે યજ્ઞેશ ! હે અચ્યુત ! હે ગોવિન્દ ! હે માધવ ! હે અનન્ત ! હે કેશવ ! હે કૃષ્ણ ! હે વિષ્ણો ! હે હૃષીકેશ ! એ પ્રમાણેજ તે રાજા બોલ્યા કરતો હતો.

હે મૈત્રેય ! તે રાજા બીજાં સ્વપ્નાઓમાં બીજું કાંઇ પણ બોલતો ન હતો, અને બીજો કાંઇ પણ વિચાર કર્યાવિના આ નામસ્મરણજ જેમાં પ્રધાન છે એ, અને તેના અર્થોનુંજ અનુંસન્ધાન કરતો હતો.

સમિધાઓ, કુશાગ્રો, પુષ્પો વગેરેનો દેવક્રિયા માટે સંગ્રહ કરતો હતો. યોગ વડે તપશ્ચર્યા કરવાળો તે રાજા સંગરહિત થઇને બીજાં ફલતુ કર્મ કદાપિ કરતો નહી.

પૃથિવીપતિ—રાજા-એટલે ભરત-રાજા.

અને શ્રીમદ્ભાગવતમાં પણ—

अम्बरीषो महाभागः सप्तद्वीपवतीं महीम् ।
अव्ययाञ्च श्रियं लब्ध्वा विभवञ्चातुलं भुवि ॥

मेनेऽतिदुर्लभं पुंसां सर्व्वं तत् स्वप्नसंस्तुतम् ।
विद्वान् विभवनिर्माणं तमो विशति यत्पुमान् ॥

वासुदेवे भगवति तद्भक्तेषु च साधुषु ।
प्राप्तो भावं परं विश्वं येनेदं लोष्ट्रवत्स्मृतम् ॥

स वै मनः कृष्णपदारविन्दयोः ।
वचांसि वैकुण्ठगुणानुवर्णन ॥
करौ हरे र्मन्दिरमार्जनादिषु
श्रुतिं चकाराच्युतसत्कथोदये ॥

मुकुन्दलिङ्गालयदर्शनेदृशौ
तद्भृत्यगात्रस्पर्शोऽङ्गसङ्गमम् ।
घ्राणञ्च तत्पादसरोजसौरभे
श्रीमत्तुलस्या रसनां तदर्पिते ॥

पादौ हरेः क्षेत्रपदानुसर्पणे
शिरो हृषीकेशपदाभिवन्दने ।
कामञ्च दास्ये न तु कामकाम्यया
यथोत्तमश्लोकजनाश्रया रतिः ॥

एवं सदा कर्मकलापमात्मनः
परेऽधियज्ञे भगवत्यधोक्षजे ।
सर्व्वात्मभावं विदधन्महीमिमां
तन्निष्ठ विप्राभिहितः शशास ह ॥

( भा. ९ स्क. ४ अ १८–२१ )

મહાસમર્થ અંબરીષ રાજા, સાત દ્વિપોવાળી આ પૃથિવીને, ન ખુટે એવી રાજ્ય–લક્ષ્મીને પૃથિવીમાંના અતુલ વૈભવને,

કે જે વૈભવ વગેરે સાધારણ પુરૂષોને અત્યંત દુર્લભ હતાં તે બધું સ્વપ્નમાં વર્ણવ્યાની માફક માનવા લાગ્યો; કારણ કે તે જાણતે હતો કે જે પુરૂષ. વિભવથી બનેલા અંધકારમાં પ્રવેશ કરે છે. તે–માયા જાળમાં ફસાયજ છે.

વાસુદેવ શ્રીકૃષ્ણમાં તેઓના ભક્તજનોમાં અને સાધુઓમાં એવ ઉત્તમ ભાવને પ્રાપ્ત થયો હતો કે જે ઉત્તમ ભાવથી આ આખુ જગત્–માટીના ઢેલાની માફક તેના સ્મરણમાં આવતું હતું.

તે અંબરીષ રાજા, કૃષ્ણ પરમાત્માના ચરણારવિન્દમાં મનને, વૈકુંઠ ગુણોને વર્ણવામાં વાણીઓને, પરમાત્માના મન્દિરને સાફ કરવા વગેરેના કામમાં હાથોને એમ–મન–વાણી અને કર્મો વડે અચ્યુત પરમાત્મા સંબંધી રસથી ભરેલી સત્કથાના ઉદયના શ્રવણમાં પોતાના શ્રવણો–કાનોને રોકયા.

તેમજ મુકુન્દની મૂર્તિનું સ્થાપન જ્યાં થયું હોય, તેના દર્શનમાં બન્ને નેત્રોને, તેના નોકરોના ગાત્રોના સ્પર્શમાં અંગના સંગમને, તેના ચરણરૂપી કમલની સુગંધિમાં નાસિકાને, અને શ્રીમતી તુલસીને રસના–જીભ ઉપર અર્પણ કરીને.

પરમાત્માના ચરણારવિન્દના ચાલવાથી પવિત્ર ક્ષેત્રમાં પોતાના પગોને–હૃષીકેશના ચરણારવિન્દનાં અભિવન્દન માટે માથાને, મનો-

રથોને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી નહી; પરંતુ મનોરથને સેવા ભાવમાં જોડવાના હેતુથી છે; કે જેથી પવિત્ર સ્તુતિવાળા પરમાત્મામાં રતિ— અનહદપ્રેમ પેદા થાય.

એ પ્રમાણે હમેશાં પોતાના કર્મ-કલાપને યજ્ઞ સ્વરૂપ પરબ્રહ્મ પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણ પરમાત્મામાં અર્પણ કરીને સર્વપદાર્થોમાં આત્મભાવ-ઇશ્વર બુદ્ધિને સ્વીકારતા અંબરીષ રાજા, પોતાની પાસે રહેલા સ્નાતક અને ચતુર બ્રાહ્મણોથી અનુમત થઇને, આ પૃથિવી ઉપર રાજ્ય કરતો હતો.

અથવા બીજાં પણ ઉદાહરણો છે. જેમ કે—

तं मोपयातं प्रतियन्तु विप्रा
गङ्गा च देवी धृतचित्तमीशे ।
द्विजोपसृष्टः कुहकस्तक्षको वा
दशत्वलं गायत विष्णुगाथाः ।

पुनश्च भूयाद्भगवत्यनन्ते
रतिः प्रसङ्गश्च तदाश्रयेषु ।
महत्सु यां यामुपयामि सृष्टिं
मैत्र्यस्तु सर्वत्र नमो द्विजेभ्यः ॥

इतिस्म राजाध्यवसाययुक्तः
प्राचीनमूलेषु कुशेषु धीरः ।
उदङ्मुखो दक्षिणकूल आस्ते
समुद्रपत्न्याः स्वसुतन्यस्तभारः ॥

( भा. १ स्क. १९ अ. १५–२७ )

પરમાત્મામાં જેણે ચિત્તને અર્પણ કર્યું છે. તેવા અને માયામાં— અભિમાનમાં પેસી ગયેલા તે પરીક્ષિતની તરફ બ્રાહ્મણો અથવા ગંગા દેવી જાઓ. અને બ્રાહ્મણોએ છોડેલો, કુહક, નામનો અથવા તક્ષક નામનો નાગ જઇનો ડસો. હે વિપ્રો ! પરમાત્માની પુણ્યકથાઓ ગાઓ સંભળાઓ.

ફરીથી પણ અનન્ત અને પૂજ્ય ભગવાનમાં મારી રતિ પ્રીતિ હો. તેના આશ્રયમાં રહેલા મોટાઓમાં મારો સત્સંગ થાઓ. જે જે સૃષ્ટિમાં હું જાઉં ત્યાં સર્વ ઠેકાણે મૈત્રી-ભાવ થાઓ, સર્વે બ્રાહ્મણોને નમસ્કાર હો.

એ પ્રમાણે પરીક્ષિત રાજા નિશ્ચયાત્મક જ્ઞાનવાળા થઇને, પૂર્વ. મુખ કુશોના આસનમાં બુદ્ધિને સ્થિર કરીને, રાજ્ય લક્ષ્મીનો ભાર પોતાના પુત્રને સોંપીને ઉત્તરાભિમુખ–ચતુર ચિત્તને કરીને ગંગાના દક્ષિણ તટ ઉપર બેસી ગયઃ.

રાજા એટલે પરીક્ષત્ રાજા સમજી લેવા.

एवञ्च तस्मिन् नरदेवदेवे
प्रायोपविष्टे दिवि देवसंघाः।
प्रशस्य भूमौ व्यकिरन् प्रसूनै
र्मुदा मुहु र्दुन्दुभयश्च नेदुः॥

( भा. १–१९ अ. ०–१८ )

એ પ્રમાણે રાજાઓના રાજા પરીક્ષત્ બેસવા લાગ્યા ત્યારે આકાશમાં દેવતાઓના સમૂહોએ મરણ–ભય વિનાના તે પરીક્ષિત્ રાજાની પ્રશંસા કરીને તેમને પુષ્પો થકી વધાવ્યા અને ઘણાજ હર્ષથી દુન્દભિ–નગારાંઓ વાગવા લાગ્યાં.

અથવા જેમ—

वयन्त्विह महायोगिन्! भ्रमन्तः कर्मवर्त्मसु।
त्वद्वार्तया तरिष्यामः स्तावकै र्दुस्तरं तमः

( भा. ११ स्क. ६ अ. ४८ )

હે મહાયોગી! કર્મમાર્ગોમાં ભમતા અમે આ સંસારમાં તમારી પુણ્ય–કથા અને સ્તોત્રો વડે દુસ્તર અંધકારને તરી જઈશું.

त्वयोपभुक्तस्रग्गन्धवासोऽलंकारचर्चिताः।
उच्छिष्टभोजिनो दासा स्तव मायां जयेम हि॥

( भा. ११ स्क. ६ अ. ४६ )

તમોએ ઉપભોગ કરેલા માલા, ગન્ધ. વસ્ત્ર અલંકારથી શણગારાયલા અને તમોને અર્પણ કરેલું જમનારાઓ અમે સર્વે, તમારી માયાને જીતી જઇએ.

એ પ્રમાણે બીજું પણ વિચારી લેવું. પ્રયત્ન પૂર્વક થતી ભગવદ્ધ–ધર્મ–નિષ્ઠા સાધન છે, અને સ્વભાવ સિદ્ધ ભગવદ્ધર્મ–નિષ્ઠા ફળરૂપ

થયેલી છતી નવમી ભૂમિકા છે, અને પોતામાં તે નિષ્ઠાનું ગુણશાલી પણું-જેમ—

अथो विमूर्तिं मम मायया चिता-
मैश्वर्यमष्टांगमनुप्रवृत्तम् ।
श्रियं भागवतीं वा स्पृहयन्ति भद्रां
परस्य मे तेऽश्नुवते तु लोके ॥

( भा. ३ स्क. २५ अ. ३७ )

ત્યાર પછી માયા વડે એકઠી કરેલી આબાદીને અને આઠે અંગોથી પૂર્ણ ઐશ્વર્યને અથવા કલ્યાણ કરનારી પરમાત્મા સંબંધી લક્ષ્મી (દીવ્ય–શોભા)ને જેઓ ઝંખ્યા કરે છે–તેઓ પરલોકમાં પ્રાપ્ત કરે છે.

न कर्हिचिन्मत्पराः शान्तरूपे
नङ्क्ष्यन्ति नो मेऽनिमिषो लेढि हेतिः ।
येषामहं प्रिय आत्मा सुतश्च
सखा गुरुः सुहृदो दैवमिष्टम् ॥

( भा. ३ स्क. २५ अ. ३८ )

મનેજ મુખ્યત્વે કરીને ભજનારા શાન્ત સ્વરૂપ મારામાં અવલંબીને રહેલાઓ, નિમિષ માત્ર પણ આયુધથી ડગતા નથી, તેમજ નષ્ટ પણ થતા નથી કે-જેઓને હું પ્રિય આત્મા, પુત્ર, સખા, ગુરૂ, સુહૃદ્ દેવી તત્વ, અને યજ્ઞ પણ છું.

એ પ્રમાણે, નષ્ટ નહી થનારા ભગવાન્‌ના જેવા ગુણોનો આવિર્ભાવ થાય, તે દશમી ભૂમિકા છે. આ સ્થિતિમાં પ્રેમની પરાકાષ્ઠા પ્રાપ્ત થાય છે. પ્રાણોના પરિત્યાગ પર્યંત પણ, પ્રભુના વિરહને સહન ન કરવો તેજ પ્રેમની પરાકાષ્ઠા છે.

જેમકે——

गोपीनां परमानन्द आसीद्गोविन्ददर्शने ।
क्षणं युगशतमिव यासां येन विनाऽभवत् ॥

( भा. १० स्क. ११ अ. १६ )

ગોપીઓનો પરમાનંદ તો, ગોવિન્દ-શ્રી કૃષ્ણના દર્શનમાં જ હતો, કે જેણીઓને જે પરમાત્મા સિવાય એક ક્ષણ સો યુગની માફક થઈ જતો હતો.

अटति यद्भवानह्नि काननं
त्रुटि र्युगायते त्वामपश्यताम् ।
कुटिलकुन्तलं श्रीमुखञ्च ते
जड ! उदीक्षतां पक्ष्मकृद् दृशाम् ॥

( भा. १० स्क. ३१ अ. १५ )

હે પરમાત્મન્ ! આપ દિવસમાં જંગલમાં ભટકયા કરો છો ! પરંતુ તમોને નહીં જોનારી અમોને તમારો ( ત્રુટિ )વિયોગ યુગ જેવો લાગે છે હે જડ ! કઠોર હૃદયવાળા ! વાંકડા કેશો વાળું આપશ્રીનું મુખારવિન્દ અમારી ચક્ષુઓના પટલોને ઉંચું કરવાવાળું બનો ! !

यर्ह्यम्बुजाक्षापससार भो ! भवान्
कुरून् मधून् वाथ सुहृद्दिदृक्षया ।
तत्राब्दकोटिप्रतिमः क्षणो भवेत्
रविं विनाक्ष्णोरिव न स्तवाच्युत ! ॥

( भा. १ स्क. ११ अ. ९ )

હે કમળ સરખા નેત્રવાળા ? જયારે આપ પાંડવોને અથવા મધુવનના નિવાસીઓને અને મિત્રોને જોવાની ઈચ્છાથી પસાર થઈ જાઓ છો, તે વખતે હે અચ્યુત ! તમારો ક્ષણ પર્યન્તનો પણ વિયોગ કરોડો વર્ષોના જેવડો થઇ જાય છે. કે જેવી આંખોની ગતિ સૂર્ય વિનાની થઇ જાય ! ! એટલે કે, પ્રકાશ વિના જેમ મનુષ્યો નિશ્ચેષ્ઠ જેવા બની જાય તેમ સ્વયંપ્રકાશ સ્વરૂપ આપના વિના અમો એક ક્ષણ પણ ગુજારી શકતા નથી.

अन्तर्गृहगताः काश्चिद्गोप्योऽलब्धविनिर्गमाः ।
कृष्णं तद्भावनायुक्ता दध्यु र्मीलितलोचनाः ॥
दुःसह प्रेष्ठ विरह-तीव्रतापधुताशुभाः ।
ध्यानप्राप्ताच्युताश्लेष-निर्वृत्याऽक्षीणमङ्गलाः ॥
तमेव परमात्मानं जारबुद्ध्यापि सङ्गताः ।
जहु र्गुणमयं देहं सद्यः प्रक्षीणबन्धनाः ॥

( भा. १० स्क. २९ अ. ९-११ )

પરમાત્મા પાસે જવા માટે નીકળવા નહી પામેલી, ઘરની માંહી પુરાઇ રહેલી ઘણીએક ગોપાંગનાઓ, આંખો મીંચીને પરમાત્માના ભાવ થકી બંધાયલી છતી—પરમાત્માનુંજ ધ્યાન કરતી હતી.

મહા મુશ્કેલીથી સહન કરી શકાય એવો ઘણો જ અસહ્ય વિરહ, તે વિરહ રૂપી તીક્ષ્ણ તાપ વડે ધોવાઈ ગયાં છે અશુભો જેણીઓના એવી, ને ધ્યાન વડે પ્રાપ્ત થયેલા અચ્યુતની ભેટથી પ્રાપ્ત થયેલા આનંદ-પરમશાંતિથી જેણીઓનું મંગલ (પાતિવ્રત્ય) જેમનું તેમ રહ્યું છે તેવી (ગોપીઓ,)

તેજ પરમાત્માને જાર-બુદ્ધિથી પોતીકા કામને તૃપ્ત કરવાની ઇચ્છાથી મળેલી છતાં પણ તેજ ગોપીઓ પરમાત્માને ભેટવાથી જેઓના પ્રારબ્ધકર્મરૂપી બન્ધનો છુટી ગયાં છે તેવી, આ ગુણમય દેહને દેહાભિમાનને જલદીથી ત્યાગતી હુવી—વગેરે.

આ પછીના ઉલ્લાસમાં આ પ્રેમના સવિસ્તર ઉદાહરણો આપવામાં આવશે. માટે આ પ્રકરણને આંહિ સમાપ્ત કરીએ છીએ.

**लक्षणं भगवद्भक्तेः साधनं सोपपत्तिकम् ।**
**सभूमिकं स्वरूपञ्च यथाबुद्धीह वर्णितम् ॥ ३७ ॥**

**इतिश्रीपरमहंसपरिव्राजकाचार्य–श्रीमधुसूदनसरस्वती विरचिते**
**भगवद्भक्तिरसायने साधनभूमिभक्ति सामान्य–निरूपणं**
**नाम प्रथम उल्लासः समाप्तः**

પરમાત્માની ભક્તિનું લક્ષણ, તથા યુકિત પુરઃસર સાધનો, ભૂમિકા જે ઉપર દશ કહેવામાં આવી છે તે, અને તેનું સ્વરૂપ તે બધું આ પ્રકરણમાં બુદ્ધિ પ્રમાણે વર્ણવ્યું છે.

**इति श्री त्रिवाडयुपाह्वनिर्भयरात्मजभानुशंकर शर्म्मणानुवादितो**
**भक्तिरसायनस्य प्रथमोल्लासः समाप्तिमगात्**
**तेन श्रीकृष्णः प्रीयताम् ॥**